# પ્રસ્તાવના.



## [ દ્વિતીય આવૃત્તિની. ]

આ ન્હાના સરખાં પુસ્તકની પ્રથમાવૃત્તિ પ્રકટ થઇ. જે ઉદ્દેશથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. એ ઉદ્દેશ પુસ્તકનો ફ્હેલાવો કરી સચવાયો છે. પુસ્તક સર્વદેશીય, માનવ જીવનનાં સર્વાંગને દીપાવતું લખાયું છે, એ સાથેના વિદ્વાનોનાં અભિપ્રાયથી સહજ સિદ્ધ થાય છે. પ્રથમ આવૃત્તિ પ્રકટ થયાં પછી પુસ્તકની ભાષા પરત્વે કેટલોએક અગત્યનો સુધારો કરવાની જરૂર જણાઇ. એ અપૂર્ણતા પૂરવા ગુજરાતના વિદ્વાન સાક્ષર શ્રીયુત રમણભાઇ મહીપતરામ નીલકંઠે શ્રમ લઇ આવશ્યક સુધારો કરી આપ્યો છે, એટલે આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિ અધિક સુંદર અને લોકોપયોગી નીવડશે એમ દૃઢ શ્રદ્ધા છે.

લેખકનું વ્યક્તિત્વઃ—

આ પુસ્તકના લેખક જૈનમુનિ શ્રીમાન્ દેવચન્દ્રજી મહારાજ કુચ્છ, કાઠિઆવાડનાં જૈન સમાજમાં પોતાની જાતીય સંસ્કૃતિ, વિદ્વત્તા અને ચારિત્ર્યથી ઉજ્વલ પ્રતિષ્ઠા પામેલા છે. એટલુંજ નહીં પણ અન્ય ધર્મીય બ્રાહ્મણથી માંડી શૂદ્ર પર્યન્ત તેઓશ્રી તેટલાજ લોકપ્રિય થયેલા છે. લેખક મુનિશ્રી અને એમની મંડલીનું મુખ્ય ધ્યેય 'સમાજસેવા' છે. એ ધ્યેય અનુસાર સામાજીક કર્તવ્ય નિર્દેશનું આ ન્હાનું સરખું પુસ્તક લખીને એક અગત્યની સમાજસેવા કરી છે. એટલુંજ નહીં પરંતુ તેઓશ્રીનું બોલવું, લખવું કે વિચરવું એ સર્વ સમાજસેવા રૂપજ થઇ ગયું

છે. અત્યારની નષ્ટ પ્રાય થતી માતૃભાષાનાં યુગમાં લેખક મહારાજશ્રીનો સંસ્કૃત અભ્યાસ અત્યંત પ્રશંસનીય અને બ્હોળા પ્રમાણમાં છે. તેઓશ્રીએ ન્યાય શાસ્ત્રનો સંગીન અભ્યાસ કરેલો છે, તેમજ અન્ય સંસ્કૃત સાહિત્ય ગ્રંથોનું પણ તેઓશ્રીએ વિશાળ અવલોકન કર્યું છે. આમ છતાંયે તેઓશ્રી બહુ સાદા, બહુ સરલ, બહુ સ્નેહાળ અને નિર્વિકારી, નિરાભિમાની, શાન્તચિત્ત સાધુ છે. તેઓશ્રીના જીવનમાં ધાર્મિક અસહિષ્ણુતા, વિદ્વત્તાના ગર્વની છાયા સરખીયે નથી. એમનુ જીવન સતત આનંદી, સત્પ્રવૃત્તિમાન્ અને સર્વાંગ પવિત્ર છે. **नमन्ति फलिनो वृक्षाः नमन्ति गुणिनो जनाः ।** એ સૂત્ર મહારાજશ્રીના વ્યક્તિત્વમાં ગુંથાઈ ગયું છે. 'સમાજસેવા' અને 'લોકકલ્યાણ' એજ એમનાં દિવસ રાત્રીનાં મન્થન છે. માનવ જીવનની અમોલી સૂચના રૂપે, માનો કે જીવનના ગુપ્ત ભંડારની ચાવીરૂપે આવું સર્વદેશીય લોકોપયોગી પુસ્તક તૈયાર કરી તેઓશ્રીએ ખરેખર સમાજની એક અમોલી સેવા કરી છે. એમના ઇષ્ટ મનોરથની સિદ્ધિ તો ત્યારેજ માની શકાય કે જ્યારે આ પુસ્તકની ક્રમશઃ અનેક આવૃત્તિઓ પ્રકટ થાય, પુસ્તકની વસ્તુ જીવનમાં ઉતારાય અને લોકકલ્યાણનાં મહાકાર્યમાં પ્રજા રસ લેતી થાય. અસ્તુ.

**વસ્તુ નિર્દેશ—**

પુસ્તકની વસ્તુનો યથાશક્તિ સ્પષ્ટ અને સત્ય પરિચય આપવો, લેખકની ત્રુટીઓનું નમ્રપણે દિગ્દર્શન કરાવવું અને દધિમંથન કરી જેમ સાર રૂપે માખણ ખેંચી લેવામાં આવે છે, તેમ લેખકના બ્હોળા લખાણમાં, વિશાળ વિચારમાં અને સ્થૂલ સૂચનમાં રહેલું સૂક્ષ્મ રહસ્ય તારવી લઈ યથાર્થ સારરૂપ અવલોકન વાંચક સમક્ષ રજુ કરવું; એનું નામ પ્રસ્તાવના કે વસ્તુનિર્દેશ.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિનાં કેટલાંયે પાનાં હું રસપૂર્વક વાંચી ગયો છું. તેમજ દ્વિતીય આવૃત્તિના પ્રકાશન વખતે સમગ્ર પુસ્તકનું

લેખક મહારાજશ્રી સમસ્ત વાંચન કરેલુ છે અને યથાશક્તિ લખાયેલ ' મેટર ' માં મ્હે—Corrections—સુધારા પણ કરી આપ્યા છે. એટલે વસ્તુનિર્દેશની ઝાંખી કરાવવાનુ કાર્ય મ્હને કે સરલ થયુ કહેવાય.

આપણે જેટલા પ્રવૃત્તિવાન છીયે, તેટલા પ્રવૃત્તિનાં તત્વો આપણે જાણ્યા નથી. જાણવા લક્ષ આપ્યું નથી. એટલે આપણી પ્રવૃત્તિઓ બહુ ભાગે નિષ્ફળ નીવડે છે. આપણી પ્રવૃત્તિમાં હૃદય નથી, લાગણી નથી, અંતર્દાહ નથી, કર્તવ્યબુદ્ધિ નથી. કાર્યકુશળતા નથી અને કર્તવ્ય જીવનની યોગ્યતા નથી, ત્યાં સુધી તેવી શ્રમભરી પ્રવૃત્તિઓ પણ નિષ્ફળ નીવડે તેમાં નવાઇ શી ? અને એવી અધપ્રવૃત્તિથી સમાજને કે દેશને લાભ શો ? પ્રવૃત્તિ એજ માનવ જીવનની પ્રગતિ છે. વારૂ, આ પ્રવૃત્તિદ્વારા આપણે પ્રગતિ કેટલી સાધી શક્યા ? એ વિચારકોએ જરૂર જોવું જોઇએ. લોક હિનસ્વીપણું પ્રવૃત્તિની દિશાનું સૂચન કરવામાં છે. લોકોને અધપ્રવૃત્તિમાં દોરી રાખવાં આનો અર્થ શો ? એથી લોકકલ્યાણ શું ? કે માનવ જીવનનો ઉત્કર્ષ શો ?

જીવનની દરેક અંગની પ્રવૃત્તિનો વિચાર થવો જોઇએ. આજ કાલ કેટલા બાળકો **मातृ देवो भव, पितृ देवो भव, के गुरु देवो भव** ની શાસ્ત્ર આજ્ઞા-પ્રમાણે અનુષ્ઠાન કરે છે ? કેટલા ગૃહસ્થીઓ **अतिथी देवो भव** એ મંત્રનું પોતાના ગૃહજીવનમાં પાલન કરે છે ? અને કેટલી ગૃહિણીઓ **पति देवो भव**, પ્રમાણે જીવિતેશ્વરને આરાધે છે ? ત્યારે આવી ઉદય વગરની ધર્મહીણી પ્રવૃત્તિનું ફળ શું ? આપણી પ્રવૃત્તિનાં શીઘ્ર પરિવર્તન થવાં જોઇએ. આપણે સત્પ્રવૃત્તિમાન, સત્કર્મવાદી થવું જોઇએ. સત્યાગ્રહાશ્રમના બાપુજી અને ભારત પ્રજાના મહાત્મા ગાંધીજીએ આ સત્કર્મવાદના સિદ્ધાંતને જગત સમક્ષ વર્તનમાં મૂકી શકાય તેવો Practical કરી બતાવ્યો છે.

પાશ્ચાત્ય પ્રજામાં ડૉ० સ્માઇલ્સ જ્વલંત સતકર્મવાદી હતો. એ-મણે લખેલાં પુસ્તકોનો લગભગ બધી પ્રજામાં ઉહોળો પ્રચાર થએલો છે. Duty ફરજ. Character ચારિત્ર્ય Selfhelp, જાત મહેનત આદિ પુસ્તકોનાં ગુજરાતી ભાષામાંયે સુંદર ભાષાંતરો થઈ ગયાં છે.

ગુજરાતમાં સદ્‌ગ્રંથોના પ્રકાશન માટે પ્રતિષ્ઠા પામેલી 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય ' નામની સંસ્થા દ્વારા 'સામાજીક સેવાના સન્માર્ગ ' અને સ્વ० શ્રી ભોગીન્દ્રરાવે લખેલું 'સ્ત્રીઓ અને સમાજ સેવા ' વિગેરે પુસ્તકોમાં સતકર્મવાદની મિમાંસા લ્કરેલી છે. શ્રી ચન્દ્ર-શંકર પંડ્યાના શબ્દોમાં કહીએ તો "ભોગીન્દ્રરાવ એટલે "સતત સત્પ્ર-વૃત્તિ" સતકર્મવાદનાં સુત્રો એ લેખક બહુ અચ્છી રીતે વર્ણવ્યાં છે. ત્હોયે આ પ્રવૃત્તિનાં યુગમાં કર્ત્તવ્યધર્મને અનુસરતાં પુસ્તકો બહુ થોડાં લખાયાં છે. સતકર્મવાદનું સાહિત્ય ગુજરાતી ભાષામાં જેટલું જોઇએ તેટલું નથીજ. એ અપૂર્ણતા લેખક મહારાજશ્રીના આ યત્નથી ' કર્ત્તવ્ય કંકણ ' ના પ્રકાશન દ્વારા યથાશક્તિ પૂરાય છે, એ વાંચક જોઇ શકશે.

ઉપયોગિતાઃ—

પુસ્તકની ઉપયોગિતા વિષે શું લખું ? અને શું ન લખું ? માનવ જીવનની સર્વાંગ ખીલવણી કરવાનાં તત્ત્વો કર્ત્તવ્ય રૂપે લેખક મહારાજશ્રી એ નિરૂપણ કર્યાં છે. તે સાથે અધિક અભિનંદનીય તો એ છે કે—સમગ્ર પુસ્તકમાં મહારાજશ્રીએ ક્યાંયે ભાષાનું પ્રદર્શન કર્યું નથી. ' ફિલસુફી ' નાં ઉંડાણમાં ઉતર્યા નથી, કે વિદ્વત્તાનો દાવો કર્યો નથી; પરંતુ સાદી સરલ મીઠી, અને વ્હાલ ભરી ભાષામાં સામાન્ય બાલકો અને સ્ત્રીઓ સહમજી શકે તેવા ઘરગથ્થુ સિદ્ધાંત બતાવેલા છે. હિન્દુઓના ગૃહજીવનમાં ડગલે ને પગલે ઉપયોગી થાય તેવાં કર્ત્તવ્યો આલેખ્યાં છે. બાલક સાચો બાલક કે વિદ્યાર્થી બને, સ્ત્રી સાચી ગૃહિણી કે માતા બને અને પુરૂષ

સાચા ગૃહસ્થી કે મનુષ્ય બને. એ ઉચ્ચ ભાવના આ પુસ્તકની ઉપયોગિતા રૂપે સમાવેલી છે. આ પુસ્તકનો સતત્ અભ્યાસ, મનન કે પરિશીલન થાય તો અધિક શ્રેયસ્કર છે. ઉપાશ્રય, દેવમંદિર કે એવાજ ધાર્મિક સ્થળે ધાર્મિક શિક્ષણ સાથે આપુસ્તકનું અધ્યયન કરાવવા પણ શિક્ષકોને મ્હારી ભલામણ છે.

કર્ત્તવ્ય કૌમુદી:—

એક મહાનુભાવ સાધુચરિત મહાપુરૂષ પોતાના શિષ્ય વર્ગમાં કે સામાન્ય શ્રોતાઓ સમક્ષ વ્યાખ્યાન આપતા હોય એ શૈલિએ લેખક મહારાજશ્રીએ પુસ્તકની રચના કરી છે. શ્રોતૃવર્ગ શાન્તચિત્ત થઇ શ્રવણ કરે છે. પ્રશ્ન કે ઉત્તર ચર્ચા કે સમાધાનને આ પુસ્તકમાં સ્થાન આપ્યુ નથી. પુસ્તકમાં લીધેલાં દૃષ્ટાંત લગભગ પ્રચલિત પણ પુરાણી લોકકથાઓમાંથી લીધેલાં છે અને દરેક કર્તવ્યના બોધપાઠને અંતે અધિક સરલતા ખાતર અભ્યાસ પાઠ આપેલા છે. અને એ પુસ્તકની ઉપયોગિતામાં અધિક ઉમેરો કરે છે. આપણાં રાત દિવસનાં વ્યવહારમાં અત્યંત ઉપયોગી થાય તેવાંજ આવશ્યક કર્તવ્યોને આ પુસ્તકમાં ગુંથવામાં આવ્યાં છે અને એ રીતે પુસ્તકનાં સર્વાંગને નિહાળતાં પુસ્તકને આપેલું નામ યથાર્થ છે.

યોગ્યતા:—

પુસ્તકની યોગ્યતા વિષે લખતાં એટલું કહેવુ જોઇએ કે—આ પુસ્તકમાં વર્ણવાયેલાં કર્તવ્યો એક મહાપુરૂષનાં મુખમાં વ્યાખ્યાન રૂપે મૂકવામાં આવેલ છે. પરંતુ તે સ્થાને એક શિક્ષીત અને અનુભવી માતા અથવા સંતાન હિતસ્વી વિદ્વાન પિતાના મુખમાં મૂકાયાં હોત તો અધિક રમ્ય દેખાઇ આવત. એક માતા કે પિતા પોતાના પુત્રને જે ધરગથ્થુ અને વ્હાલભરી ભાષામાં ઉપદેશ આપી શકે, તે વ્યાખ્યાનપીઠપરથી ઉપદેશ

કરનાર આપી શકે નહીં. ઉપદેશકમાં કંઈક કૃત્રિમ ભાવ જરૂર આવી જાય છે. વક્તાની ભાષા લગભગ આડંબરી હોય છે. એટલે તેની અસર તેટલા પ્રમાણમાં ઓછી હોય એ સ્વાભાવિકજ છે. આ પ્રકારનાં કર્તવ્યનો ઉપદેશ પિતા કે માતાએ આપવો જોઈએ, તો આ પુસ્તકની યોગ્યતા કૈં અનોખી જ હતી. કૈંક આવાજ કર્તવ્યનો ઉપદેશ લોર્ડ ચેસ્ટર ફીલ્ડ પોતાના પુત્રને સંબોધી આપે છે. એ પુસ્તક જેટલું ઇંગ્રેજી ભાષામાં લોકપ્રિય થએલું છે, તેટલુંજ એ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર થતાં આવકારદાયી નીવડયું છે. ભાષાંતર રૂપે તૈયાર થએલું પુસ્તક મુંબાઇ એન. એમ. ત્રિપાઠીની કંપનીએ પ્રકટ કર્યું છે.

સાથેજ લેખક મહારાજશ્રી પિતા કે માતાના પદના અનુભવથી દૂર છે. તેઓએ સાધુ રૂપેજ લોકોને ઉપદેશ શ્રવણ કરાવ્યો છે. એટલે સ્વાનુભવની વ્યાખ્યાજ આ પુસ્તકમાં દોરેલી છે. અને તેટલા માટે લેખક મહારાજશ્રીનો ઉદ્દેશ આવકારદાયી છે.

**અભિનંદન :—**

પ્રસ્તાવના રૂપે આટલી ઝાંખી કરાવ્યા બાદ આવું લોકોપયોગી અગત્યનું પુસ્તક તૈયાર કરવા માટે લેખક મહારાજશ્રીને હૃદયપૂર્વક અભિનંદન આપવાનું યોગ્ય ધારૂં છું. લેખકનો શ્રમ સફલ નીવડે એમ આશા રાખું છું. અને ઇચ્છું છું કે—લેખક મહારાજશ્રી સમાજ સેવાની આ દિશામાં અધિક યત્ન કરે તો અનેક ઉચ્ચ આદ્ય સામગ્રીઓ આપણને જરૂર આપી શકે તેમ છે. વળી કોઈ પણ જાતની કીર્તિ કે લક્ષ્મીના લોભ વગર માત્ર લોકસેવા અર્થેજ આ પ્રકારનું ઘરગથ્થુ સાહિત્ય આપણને આપેલું છે. એ માટે પુનઃ પુનઃ સહર્ષ અભિનંદન આપું છું.

**વાંચકને :—**

વાંચનાર ! જો કે આ પુસ્તકમાં કેટલાંએક દૃષ્ટાંત જૈન સાહિત્યનાં છે.

આરંભ અને અંત પણ જૈન દ્રષ્ટિએ કરાએલો છે, તોપણ ગમે તે ધર્મને માનનાર હિન્દુ કે મુસલમાન સર્વને આ પુસ્તકમાં વર્ણવાયલાં કર્તવ્યો ગ્રાહ્ય અને અનુકરણીય છે. આ કર્તવ્યો સ્હમજી જીવન ગૂંથવામાં આવે તો નિઃશંક આદર્શ જીવન આ પુસ્તકના અભ્યાસદ્વારા થઇ શકે. ગુજરાતી ભાષા જાણનાર કોઇ પણ વ્યક્તિને આ પુસ્તક પોતાના પુસ્તકાલયમાં રાખવા યોગ્ય છે. ગુજરાતનો વાંચકવર્ગ આ પુસ્તકની યોગ્ય કદર કરે, બાળકથી માંડી વૃદ્ધ પર્યંત આ પુસ્તકની ઉપયોગીતા સ્હમજે અને ગુજરાતી આલમમાં વ્હોળો ફેલાવો થાય એજ શિષ્ટ વાંચનારાઓનું એક વરિષ્ટ કર્તવ્ય છે અને તોજ લેખક મહારાજશ્રીના શ્રમને સફલતા આપી શકાય. અસ્તુ.

અંતિમ—

ઇષ્ટ કૃપાથી અને લેખક મહારાજશ્રીના સહકાર અને પ્રોત્સાહનથી જે મહાન્ મનોરથના કોટ આ પુસ્તકની પ્રસ્તાવનાદ્વારા હું ચણી રહ્યો છું, તેવાજ મનોરથના કોટ ગુજરાતી પ્રજાને આંગણે આંગણે ચણાય, અને ગુર્જર સમાજ પુનઃ કાલિન્દી તટે રમણ રેતીમાં રાસ રમતા કન્હૈયાના દિવ્ય આનંદમાં ઘેલી થઇ જાય ત્યારેજ લેખક મહારાજશ્રીના મોંઘા કોડ સિદ્ધ થયા મનાય એવી અનેક શુભેચ્છાસહ વિરમું છું.

"નલિનીકાંત."



# સ્મરણાંજલિ.

## સોરઠા.

ચિરંજીવી ઓ ! મોત ! હો તુજને વંદન સદા;
નિરવધિ ત્હારો સોત, અવધિવાળા માનવી. ૧
આવ્યા ત્હારે યાદ, આવે છે ને આવશે;
આવે છે એ યાદ, ભાવી પણ જોયું જશે. ૨
હો પુરૂષ કે નાર, બાળ યુવાન કે વૃદ્ધ હો;
પણ ત્હારે આગાર, આવ્યા વિણ ચાલે નહિ. ૩
આવી ત્હારી રીતિ, લુબ્ધ નરો જોવા છતાં;
શાંતિ અર્થે નિત્ય, જીવન ધન કડવાં કરે. ૪
ઉત્તમ માનવ કુલ, પામી પૂરવ પુન્યથી;
બંધનકારક સ્થૂલ, સાધનમાંહી વટાવતા. ૫
મોંઘો અવસર એહ, ગાળે ફોગટ માનવી;
ત્હારા કેદી તેહ, થઇ રહેલા ભાળીયા. ૬
પણ ત્હારૂં સામ્રાજ્ય, જ્યાં લવલેશ ન ચાલતું;
એવું પારસ રાજ્ય, ત્યાં જાતા કો જાણિયા. ૭
આંતર યોગી રૂપ, ધ્યાતો નિશદિન મૂળજી;
રટતો પારસ ભૂપ, મુક્ત થયો આ દેહથી. ૮
ધર્યો ન અંગે યોગ, પણ જીવન જુના યોગનું;
સંયોગનોજ વિયોગ, જાણ્યો પારસ જાપથી. ૯

ભૂલ્યો તનનું ભાન, ચિતડું વ્હાલામાં વસ્યું;
પારસ ! પારસ ! ગાન, ગાતો ગાતો એ ગયો. ૧૦
સ્થૂલ દેહનો ભોગ, લીધો તેં ઓ ! કાળ હા !
પણ પારસને યોગ, અમર અમર-શ્રેણે ચઢ્યો. ૧૧
ગુણિયલનોજ વિયોગ, સાલે પ્રેમી ઉરમાં;
પણ મળવો છે જોગ, પાર્શ્વ પ્રભુના દ્વારમાં. ૧૨
સ્થૂલ દેહથી દૂર, ભાવયોગી તું થયો;
(પણ) અમ અંતરથી દૂર, થયો નથી-થાઈશ નહિં. ૧૩

લેખક,
(મુસાફિર)



# અર્પણ પત્રિકા.

અષ્ટકોટી બૃહદ્ પક્ષીય પૂજ્યપાદ પરમ શાંત-
મૂર્તિ શ્રીમદ્ વિજયપાલજી સ્વામી !

આપશ્રી વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ સાથે દીક્ષાવૃદ્ધ છો. અનેક દેશવિદેશમાં વિચરી જૈન (શ્વેતાંબર-દિગંબર) અને જૈનેતર સંપ્રદાયના વિવિધ સિદ્ધાંતોના તલસ્પર્શી બની, બહોળો અનુભવ મેળવી અભેદ શુદ્ધ તત્ત્વ શોધી જનસમાજને આપે અમૂલ્ય લાભ આપેલ છે. આપ એક ગીતાર્થ પુરૂષ છો; તેમજ આપશ્રીના સદ્‌વર્ત્તન માટે સર્વને એક સરખું માન છે.

ગુરૂવર્ય ! આપે મ્હારા પ્રતિ અગ્રીમ ઉપકાર કરવાની સાથે જે તત્ત્વબોધનું બીજ મ્હારા હૃદયક્ષેત્રમાં વાવેલું છે, તે વૃદ્ધિંગત થવા માટે આપે હૃદયની ઉંડી લાગણી-કૃપારૂપ જલસિંચન સાથે સદ્‌વિદ્યાભ્યાસની સામગ્રી મેળવી આપેલ. જેને લઇને તે તત્ત્વબોધ-બીજ, કાલાંતરે વૃક્ષરૂપે થવા પામ્યું છે, જેના પ્રથમ પુષ્પરૂપ આ ' કર્ત્તવ્ય કંકણ ' નામનું પુસ્તક આપશ્રીના ચરણોમાં ધરી કંઇક અંશે ઋણમુક્ત થવા ઇચ્છું છું. તે સ્વીકારીને આભારી કરશો; એજ પ્રાર્થના.

મુનિ દેવચંદ્રજી.

# મર્હુમ મૂળજીની જીવનરેખા.

કચ્છમાંડવી તાબે ગામ બિદડાના રહીશ ઓસવાળ-જ્ઞાતીય શાહ નથુ શામરના સુપુત્ર મૂળજીને ૧૬ વર્ષની ઉમ્મરે મુંબઈમાં પ્લેગ થવાથી અનાથી કુમારવત્ ત્હેણે હૃદયથી નિશ્ચય કર્યો કે "જો હું જીવતો રહું તો જૈન સાધુ થાઉં." શુદ્ધ અંતઃકરણથી કરાયેલ પ્રતિજ્ઞાના પ્રભાવે-સ્વાસ્થ્ય મળ્યું, તે રોગમુક્ત થયો. તરતજ દેશમાં આવી, જૈનીય પ્રાથમીક અભ્યાસ શરૂ કર્યો. ત્રણ વર્ષના અભ્યાસથી ઉચ્ચ ધાર્મિક કેળવણી મેળવી, ક્રમશઃ મુનિગણયુક્ત મહારાજશ્રી કલ્યાણચંદ્રજી સ્વામી આદિ મુનિમંડળ સાથે વિહાર કરતાં, કાલાવડ મુકામે ચાતુર્માસ રહેલ; પરંતુ વિધિવશાત્ સં. ૧૯૭૪ ના અશાડ વદિ ૧૪ ની પાછલી રાત્રે ચાર વાગે તેના મુખમાં કોઈ ઝેરી જંતુ કિંવા ગરલ જવાથી તે જાગૃત થતાં મનન કર્યા બાદ તેણે જણાવ્યું કે "મ્હારા મુખમાં કંઈક જંતુ પ્રવેશ કરી ગયો અને મ્હોં કડવું થઈ ગયું છે." જેથી શ્રી સંઘે ત્યાંના દેશી વૈદ્ય-ડાકટરને બોલાવી બહુજ કાળજી-પૂર્વક અનેક ઉપચાર કર્યા; છતાં તે કાંઈ ઉપયોગી ન થયા અને પ્રાણોની અસર થઈ. જેની અથાગ વ્યથામાં પણ "મને જાગે!" એ ધ્વનિનો અવિચ્છિન્ન ઉચ્ચાર કરતાં શાંતિથી એકાએક તેણે દેહનો ત્યાગ કર્યો. કુદરતની શક્તિ બળવતી છે. પરંતુ તેનો અમર આત્મા જ્યાં હો ત્યાં પરમાત્મા ત્હેમને વિશેષ શાંતિ આપો. લી० શ્રી સંઘનો સેવક

કાલાવડ-કલ્યાણજી હેડમાસ્તર માસ્તર.

# પુસ્તક લખવાનો હેતુ.

મર્હુમ ભાઈ મૂલજીના અકસ્માત્ મરણથી કાલાવડના શ્રી સંઘે વિચાર્યું કે "આવા ગૃહસ્થયોગીનું સ્મરણ કાયમ રહે તેવું સ્મારક થવું જોઈએ." જેથી વિદ્યાર્થિવર્ગને વિશેષ ઉપયોગી તેમજ ઈતર જનસમાજને હિતાવહ થાય, તેવું પુસ્તક લખવા માટે મુનિ મહોદય શ્રી કલ્યાણચંદ્રજી સ્વામીને વિનંતી કરી. જેથી તેમણે ન્યાયી મુનિ શ્રી દેવચંદ્રજીસ્વામીને આજ્ઞા કરી; તેથી આ પુસ્તક લખાયું છે.



# સુજ્ઞ મહાશયોને નિવેદન.

गच्छतः स्खलनं क्वापि, भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र, समादधति सज्जनाः ॥ १ ॥

આ પુસ્તક યથામતિ–શક્તિવડે લખાયેલ છે. તેની અંદર જે જે ખામીઓ જણાય, તે તે સભ્યતાથી સૂચન કરવા સર્વને સાદર આમંત્રણ કરવામાં આવે છે. જે મહાશય તરફથી ઉચિત સૂચના કરવામાં આવશે, તે માન સહિત સ્વીકારી લેખક યથાસમયે ( ત્રીજી આવૃત્તિ પ્રસંગે ) સુધારવા પ્રયત્ન કરશે.

સૂચના— } મહેતા નાગજી ડુંગરશી મારફત,
સ્થલ નિર્દેષ } મુનિ દેવચંદ્રજી–કચ્છ મુદ્રા.



# આભાર.



કર્ત્તવ્ય કંકણની દ્વિતીયાવૃત્તિ–પ્રકાશન પ્રસંગે ગરવી ગુજરાતના ઉદાર સાક્ષર શ્રીયુત રમણભાઈ મહિપતરામે કેટલીએક અનોખી સૂચના સાથે ભાષા પરત્વે સુધારો વધારો કરવા સૂચવેલ, તેમજ સૌરાષ્ટ્રના સરળહૃદયી શ્રીયુત્ નલિની-કાન્તે પણ પ્રસંગ પરત્વે સૂચના કરેલ જેથી ઉપર્યુક્ત બન્ને વિદ્વાન્ મહાશયોનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. ઇત્યલમ્ સુજ્ઞેષુ કિંબહુના.

લેખક,

મુનિ દેવચંદ્રજી.

# કર્તવ્ય કંકણ.

—※—

એક દિવસે પ્રાતઃકાળ સમયે જે વખતે પક્ષીસમાજ હિંદ માતાનું યશોગાન કરવા માટે વિવિધ મનોહર શબ્દો આનંદથી બોલી રહ્યો છે. શહેરમાંના સંભાવિત સદ્‌ગૃહસ્થો પ્રેમપૂર્વક મંજુલ શબ્દોવતી આર્યભૂમીના ગૌરવ પ્રદર્શક પ્રભાતિક સ્તવનો સાથે પરમૈશ્વર્યવાન્ પરમાત્માના સ્તોત્રોનું સ્મરણ કરવામાં તલ્લીન હતા. તેમજ સન્નારીઓ પણ પ્રભાત સમયના ગૃહ-કર્ત્તવ્ય અને સ્વસંતતિની શારીરિક શુશ્રૂષાદિસહ પતિ-પ્રભુ સેવામાં ઉત્સાહવતી જણાતી હતી. સૂર્યનારાયણ અસ્તાચલની પ્રદક્ષિણા કરી, ઉદયાચળપર આરૂઢ થઇ સૃષ્ટિ-સૌંદર્યનું પ્રદર્શન કરાવતા અસ્તોદયના નિયમને સૂચન કરતા પોતાના સોનેરી કિરણો પૃથ્વીતળમાં પ્રસરાવતા હતા. તે વખતે માનવગણ નિયમિત દિનચર્યાના નિત્ય-નૈમિત્તિક કાર્યો નિર્ણીત સમયે ક્રમશઃ કરવાની તૈયારીઓ કરતા હતા. તેવીજ રીતે વિદ્યાર્થી અવસ્થાથી મુક્ત થયેલ અને વિશ્વકોલેજના અનુભવાર્થી શ્રીમાન્ વિદ્યાચંદ્ર પ્રભાત સમયેના કાર્યો (સ્નાન, ઈષ્ટદેવનું સ્મરણ-પૂજન વગેરે) આટોપી, નગરમાં કાર્ય પ્રસંગે જતાં પોતાના મિત્રો સાથે એક સ્થળે

કંઈક અગત્ય વાર્ત્તાલાપ કરવા ઉભેલ છે. એટલામાં એક માણસે વિદ્યાચંદ્રને સૂચનાપત્ર આપ્યો. તે મિત્ર સમક્ષ વાચતાં તેમાં લખેલું હતું કે:—આજે મહાજનની વ્યાખ્યાનશાળામાં વિશ્વહિતૈષ્ણુ મંડલના નિયમ પ્રમાણે નિર્ણીત કરેલ કર્ત્તવ્ય-વ્યાખ્યાનમાળા પૈકી 'માતા પિતાની સેવા' એ વિષયપર વ્યાખ્યાન છે. સમય ૪ થી ૫ ( લેખક વિ. મ. નો સ્વયંસેવક. ) એ વાંચીને તેણે પોતાના સ્નેહીમંડળ સાથે ત્યાં જવા નિશ્ચય કર્યો; તે પછી સૌ વીખરાયા. યથાસમયે સૌ સાથે મળીને વ્યાખ્યાનશાળામાં ગયા. સમય થતાં ભાષણકર્ત્તા શ્રી. પ્રજ્ઞાચંદ્રે મંગલાચરણ શરૂ કર્યું.

## સ્તુતિ.

મંગલ મહામંગલ કર, અચલ ઇશ્વરા;
પાર્શ્વ કૃષ્ણ રામ રહીમ, નામ શંકરા ! ......મંગલ૦
ૐ સ્વરૂપ અરૂપ અલખ, ખલક પરવરા;
નામ જાપ કરત કૈંક, પ્રેમીઓ નર્યા......મંગલ૦
દિવ્ય તેજ દિવ્ય હેજ, સહજ વિસ્તર્યા;
સદ્ય હૃદય વાસ કર, પીયૂષના ઝર્યા !......મંગલ૦
જ્ઞાન દીપ ભવ્ય હૃદય-સ્થાપી, કાપ આ;
વિશ્વ વ્યાપી જાડ્ય, અંધકાર તું મહા......મંગલ૦
વિશ્વના વિહારી ! અરજ, બાલની છે આ;
પાર્શ્વ ! વાસ આપ કાપ, જન્મને જરા......મંગલ૦

( મુનિ મુસાફિર. )

સુશીલ સુજ્ઞ મારા વ્હાલા આત્મબંધુઓ ! ભાષણના મુખ્ય વિષય સૂચનાપત્રથી વિદિત હશે. જેથી તે વિષે વિશેષ ન બોલતાં સ્વીકૃત વિષયનું સ્પષ્ટીકરણ કરવા ઈચ્છું છું. તેનું મનન કરી કૃતિમાં મૂકવા-મૂકાવવા તમોને મારી નમ્ર પ્રાર્થના છે.



## કર્ત્તવ્ય ૧ લું. માતા-પિતાની સેવા.

સર્વ મનુષ્યે માતા-પિતાની સેવા કરવી એ મુખ્ય ફરજ છે; કારણ તે તીર્થ સ્વરૂપ અને મહાન્ ઉપકારી છે. તેમણે જન્મથીજ અનેક સંકટ સહન કરી આપણું સર્વથા સંરક્ષણ કર્યું છે. શરીર, મન અને હૃદય કેળવવા માટે તન, મન અને ધનનો પણ ભોગ આપેલ છે; તેમજ ઉચ્ચ જીવનની ખરી ચાવી ત્હેમના તરફથીજ બક્ષીસ મળે છે. માતા વાત્સલ્યભાવે આપણા હૃદયમાં ઉચ્ચ જીવનરસાયન રેડીને જે અભ્યુદય કરી શકે છે; તેવી ઉત્ક્રાંતિ હલ્લરો કોલેજના શિક્ષણથી પણ મલવા સંભવ નથી. જે કેળવણી માતાની ગોદમાં બે વર્ષમાં મળે છે, તેટલી કેળવણી આખી જિંદગીમાં કોઈ પ્રકારે મળી શકે તેમ નથી. એમ માનસશાસ્ત્રથી સિદ્ધ થાય છે. એક ઉત્તમ માતા પણ સો શિક્ષકની બરાબર છે. જેમ નામધન્ય દેવી મહાલસાએ પોતાના પુત્રને પારણામાં ઝુલાવતાં [illegible]

લવ-કુશને કેળવ્યા, નેપોલીયન જેવા પણ માતાની પ્રસાદી-થીજ ઉત્તમ શક્તિ મેળવી શક્યો. પાંચ વર્ષ પછીની અવસ્થાએ અનેક સદ્‌ગુણ-સુવિદ્યા અને કળા પ્રાપ્ત કરાવનાર પિતા છે. માટે બન્નેનો પુત્ર જિંદગી પર્યંત ઋણી છે. તેથી તેમની જીવનયાત્રા સુખમય પસાર થાય એ ખાસ લક્ષમાં રાખવા જેવું છે. અર્થાત્ પુત્ર જ્યારે ગૃહવ્યવહાર ચલાવવા સમર્થ થાય, ત્યારે પોતાના પવિત્ર માતાપિતાને ગૃહકાર્યની ધુરાથી તદ્દન મુક્ત કરી, પરમાર્થ કાર્યમાં સદા પ્રવૃત્તિ કરી શકે તેવી નિરૂપાધિક સામગ્રી તેણે પૂરી પાડવી એ તેની ફરજ છે. ભોજન સમયે તેમના શરીરને અનુકૂળ-પથ્યખોરાક આપવો. યોગ્ય-વસ્ત્ર, સોડ પડની શય્યા વિગેરેથી તેમને સંતુષ્ટ રાખવા જોઈએ; તેમના પવિત્ર ફરમાનને માનવામાં કશી બાતે પાછી પાની ન કરવી. એવી રીતે વર્તતાં છતાં પણ માપિત્રે કરેલા ઉપકારનો સંપૂર્ણ બદલો આપી શકાતો નથી. કારણ સ્વસંતતિને માટે માતાના હૃદયમાં રૂંવાડે રૂંવાડે વાત્સલ્યભાવ ઓતપ્રોત રહેલ હોય છે; અને પિતાના અંતઃકરણમાં પણ અભ્યુદય કરવાની તીવ્ર ભાવના ભરેલી હોય છે. માટે સુપુત્રોએ તેઓશ્રીના શારીરિક, માનસિક અને આત્મિક શ્રેય માટે સેવાયજ્ઞમાં આત્મીય સર્વસ્વ હોમવામાં પાછી પાની કરવી નહિ; કેવળ તપ, જપ વિના ફક્ત માતાપિતાની સેવાથી પુત્ર સ્વર્ગાદિના સુખ ભોગવવા ભાગ્યશાળી બને છે; એમ સર્વ શાસ્ત્રકારો કહે છે. માટે કુલીન થવા ઈચ્છતા પુત્રે પવિત્ર માતાપિતાની સેવામાં સમગ્ર શક્તિનો સદુપયોગ ક-

રવો; તેમજ માબાપ તુલ્ય વિદ્યાગુરૂ, આર્થિક સ્થિતિમાં સહાય કરનાર શેઠ અને શુભેચ્છક વગેરેને માન આપવું; તેમજ ત્હેમની ધર્મપત્નીઓને પણ માન આપવું જોઇએ.

બંધુઓ! આ પ્રસંગે એક સુંદર દૃષ્ટાંત આપવા ઈચ્છું છું કે:—

એક વખત શ્રવણના માતાપિતાએ વિચાર કર્યો કે:—આ અંતિમ જિંદગાની સફળ કરવા તીર્થયાત્રાની જરૂર છે. પણ લાચાર છીએ કે વૃદ્ધાવસ્થાના સબબે શરીરબળ ક્ષીણ થયું છે, આંખે દેખાતું નથી, પાસે વાટખર્ચી જેટલું પણ દ્રવ્ય નથી. 'માટે ભાવી પ્રબળ!' એ શબ્દ બોલતાં બોલતાં એક દીર્ઘ નિ:શ્વાસ નાંખ્યો. એ વખતે શ્રવણ ત્યાં આવી ચડયો, તેના કાને ઉપરના નિરાશામય શબ્દો સંભળાયા; તેમજ બન્નેની ઉદાસીન આકૃતિ તેના જોવામાં આવી. આ ઉપરથી વિચાર્યું કે—"અહો! આ મારા પવિત્ર પૂજ્ય માતાપિતાની તીર્થાટનની ઉત્તમ ભાવના પૂરી પાડવી; એ મારી પહેલામાં પહેલી ફરજ છે. ત્હેમની મનોકામના શી રીતે પૂર્ણ કરી શકું? જો કે ધનબળ નથી, તથાપિ તન અને મનનું બળ છે. અનેક સંકટ સહન કરીને પણ યાત્રા તો કરાવવીજ." એમ ચોકસ કરી પોતાના માતાપિતા પાસે નમ્રતાથી સ્વાભિપ્રાય જણાવ્યો કે:—આપે મારા પ્રત્યે જે ઉપકારો કરેલા છે, એ અવર્ણનીય છે; તેનો સંપૂર્ણ બદલો વાળી શકાય તેમ નથી. તથાપિ કંઇક અંશે ઋણમુક્ત થવા મારી ખાંધે કાવડ લઇને આપશ્રી બન્નેને

તુલામા બેસાડી તીર્થયાત્રા કરાવવા ઈચ્છું છું; તો આ વિ-
નન્તી સ્વિકારી મને આભારી કરશો. શ્રવણના ભક્તિભાવથી
ઉચ્ચારએલ આશ્વાસનના શબ્દો સાંભળી અતિ ખુશ થઈ
તેમણે અનુમોદન આપ્યું. ત્યારપછી ખંભે કાવડ લઈ માતા-
પિતાને તેમાં બેસાડી ઉત્સાહપૂર્વક તીર્થયાત્રા કરાવવા ની-
કળી પડયો. રસ્તામાં ચાલતાં અનેક તીર્થ કરાવતો અયોધ્યા
નગરી સમીપે જંગલમાં શ્રવણ, માતાપિતાને લઈ આવ્યો.
તે સમયે તેમને પાણીની તૃષા લાગેલી હોવાથી શ્રવણ જ્યાં
જળાશય છે, ત્યાં જલ લેવા ગયો. જ્યારે નીચે નમીને લોટા-
વતી પાણી ભરવાની તૈયારી કરે છે, તેવામાં દશરથ રાજા
મૃગયા કરવાને આવેલ છે; તેણે ઘાટી ઝાડીમાં તળાવ ઉપર
શ્રવણને મૃગની ભ્રમણાથી બાણ માર્યો. તરતજ ત્યાં શ્રવણ
પડતાં પડતાં ગાઢ અવાજથી બોલ્યો કે:—અરે ! ઓ
મારા પૂજ્ય માતાપિતા ! પાણી વિના ત્હમારૂં શું થશે ?
આ શબ્દો સાંભળી રાજા દશરથ ચમક્યો. અરે !
આ તો મૃગ નહિ પરંતુ કોઈ મનુષ્ય છે. તરત ત્યાં આવીને
જોયું તો ખરેખર એક માણસ ધરણી ઉપર ધનુષ્યથી
વિંધાયેલ જોયો. રાજા ઘણા ખેદસહ કહેવા લાગ્યો ઓ
માનવ બંધુ ! મ્હેં તને મૃગની ભ્રાંતિએ શર માર્યો છે. મ્હારો
અપરાધ તું ક્ષમા કરજે. છતાં શ્રવણ કાંઈપણ પ્રત્યુત્તર ન
આપતાં કુંઠિત સ્વરે રૂદન કરતો ગદગદ સ્વરે લવતો હતો
કે:—અરે ! મારા પવિત્ર મા-બાપની પાણી વિના શી દશા
થશે ? આ શબ્દથી દશરથનું હૃદય વધારે ખિન્ન થયું અને

પુછયું કે અરે ! ભલા માણુસ ! તું કોણ છે અને તારા માતા પિતા કયાં છે ? લાવ હું પાણી ત્હેમને આપી આવું; અને મ્હારા અપરાધની પુનઃ ક્ષમા યાચું છું. તે વખતે શ્રવણે પોતાની ટુંક હકીકત કહી સંભળાવી ને વિશેષમાં કહ્યું કે:— આ સ્હામા વડતળે મ્હારા ઉપકારક માતાપિતા બેઠેલા છે. ત્હેમને આ પાણીનો લોટો આપશો. જેથી હું કૃતાર્થ થવા પામીશ. એટલુંજ કર્ત્તવ્ય છે; પરંતુ શ્રવણને બદલે આ કોઇ બીજો મનુષ્ય છે એમ ત્હેમને ખબર ન પડે તેમ કરશો. એટલું બોલી છેવટમાં ઓ ! મ્હારા માતાપિતા..........એ અધુરા વાકયની સાથે શ્રવણ મરણ પામ્યો. માતા-પિતાની ભક્તિના પરમ પ્રભાવથી તે સદ્‌ગતિનું પાત્ર બન્યો. દશરથે પાણી લાવીને આપ્યું, ત્યારે માતાપિતાએ શ્રવણને ઉદ્દેશીને કહ્યું કે હે વિનીત પુત્ર ! તું પાણી પી. પરંતુ પ્રત્યુત્તર ન મળ્યો, જેથી વિશેષ પરપુછ કરવા લાગ્યાં; છતાંયે જવાબ ન મળ્યો તે નજ મળ્યો. ત્યારે તે માયાળુ વાત્સલ્ય હૃદયી માતાપિતા કરૂણસ્વરે રડવા લાગ્યા. અરે ! એટલુંજ નહિં પણ સદય હૃદયી દશરથને પણ રડાવવા લાગ્યા. છેવટમાં દશરથથી બોલી જવાયું કે:—શ્રવણને મ્હેં હરણની ભ્રાંતિથી બાણ માર્યો. ત્હેણે પડતાં પડતાં છેવટે પાણી ત્હમને આપવાનું કહેલું, જેથી હું રાજા દશરથ છું અને આ પાણી લાવ્યો છું. આ હકીકત સાંભળતાં જ હૃદયમાં અત્યંત આઘાત થવાથી સરલ, સ્નેહમૂર્ત્તિ શ્રવણના માતાપિતા તત્કાલ મરણને શરણ થયા. બંધુઓ ! આવાં અતિ સંકટ સહન

કરવા છતાં શ્રવણે પોતાનો દૃઢ નિશ્ચય પૂરો કરી મા-બાપને સંતુષ્ટ કર્યા. તેમજ દ્વારિકાના દાહ પ્રસંગે પૂજ્ય પિતાશ્રી વસુદેવજી તથા પવિત્ર માતુશ્રી દેવકીજીને બચાવવા માટે રથમાં બેસાડી, શ્રીકૃષ્ણ ભગવાન્ તથા બલભદ્રજી બન્ને ભાઇઓ સ્વયં રથને ખેંચી લઈ ગયા અને પુત્રપણાની ફરજ ત્હેમણે અદા કરી. બંધુઓ ! જૈનના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર જ્યારે ગર્ભમાં હતા, ત્યારે માતાને કંઈપણ દુઃખ ન થાય જેથી સ્થિર રહ્યા; તેથી ત્રિશલામાતા ગર્ભની હયાતી સંબંધે શંકાશીલ થવાથી અતિ ચિંતા કરવા લાગ્યા. પ્રભુએ માતાનું દુઃખ જ્ઞાનથી જાણ્યું, જેને લઇને દૃઢ સંકલ્પ કર્યો કે "પૂજ્ય માતાપિતાની હૈયાતી સુધી સંસાર ત્યાગ કરવો નહિ. યાને તેમનું હૃદય કોઈપણ પ્રકારે દુભવવું નહિ." ત્હેમણે આ વ્રત માતાપિતાની હૈયાતી પર્યંત પાળ્યું. ખુદ મહાવીરે પોતાના ઉચ્ચ વર્તનથી જગતને ( માતાપિતાની ) સેવાધર્મનું અમૂલ્ય શિક્ષણ આપેલું છે. સુજ્ઞ બંધુઓ ! આ પ્રસંગે મ્હારે જણાવવું જોઈએ કે:—ઉત્તમ સુશીલ માતા-પિતાએ સ્વસંતાનને સેવાસૂત્રનો સદ્બોધ (પોતાના વર્તન સાથે) અહર્નિશ આપવા પ્રયત્નશીલ થવું. માતાપિતા આ વિશ્વવાટિકાના એક ઉત્તમ માળી છે અને સંતતિઓ પ્રેમના ક્યારા છે. અતઃ ત્હેમના હૃદયમાં બચપણથીજ ઉચ્ચ સેવા-ધર્મનું બીજ રોપી ઉમદા સત્સંગરૂપ જલનું સિંચન કરવું, એ માતા-પિતાની મુખ્ય ફરજ છે. અરે ! પ્રભુ રામચંદ્રજીએ માતાપિતાનું વચન પાળવા માટે મહાન્ રાજ્યસુખ અને

વૈભવનો પણ ત્યાગ કર્યો. પ્રાચીન—અર્વાચીન ઇતિહાસ અને ધર્મશાસ્ત્રોમાં આવાં અનેક ઉત્તમ દ્રષ્ટાંતો મળી શકે છે. માટે શ્રી મહાવીરપ્રભુ, રામચંદ્રજી, શ્રીકૃષ્ણ, શ્રવણ કે નેપોલીયન જેવા પુત્રો અને શ્રીમતી ત્રિશલા, કૌશલ્યા, દેવકીજી, સીતાજી વગેરે માતા જેવી માતાઓ, તેમજ સિદ્ધારથરાજા, દશરથ અને વસુદેવ આદિ જેવા પિતાઓ જ્યારે આ ભારતભૂમિમાં ઉત્પન્ન થશે; ત્યારેજ આપણો સર્વ પ્રકારે ઉદય થવા પામશે. વ્હાલા આત્મબંધુઓ ! આ વિષય પરત્વે જેટલું બોલવા ધારીએ તેટલું બોલી શકાય તેમ છે. પણ સમય થવા આવ્યો છે, માટે થોડું છતાં પણ અતિ ઉપયોગી કથનનું સારી રીતે મનન કરી, માબાપની સેવામાં પ્રવૃત્ત થશો; એમ હું આશા રાખી વિરમું છું. વિશેષ પ્રતિદિવસે યથાસમયે અન્ય કર્ત્તવ્યો વિષે વ્યાખ્યાન ચાલશે. માટે ત્હમો સ્નેહિ-કુટુંબવર્ગ સહ હમેશ હાજરી આપશો એ ખાસ સૂચના છે.

ભાષણ સંપૂર્ણ થતાં વિદ્યાચંદ્ર મિત્રમંડળ સહિત પોતાને ઘેર આવી, થયેલ ભાષણ પરત્વે વિચારોની આપ-લે કરી, વિશેષમાં જણાવ્યું કેઃ—આપણે પણ તેવીજ રીતે માતા-પિતાની શુશ્રૂષા તન–મન ને ધનથી બની શકે તેટલી વિશેષ સેવા કરવા પ્રતિજ્ઞા લેવી જોઇએ. તે પછી ભાષણમાંથી તેણે મુદ્દા તારવી સ્નેહીઓને સમજાવ્યા; અને સર્વેએ ઉપર્યુક્ત માતાપિતાની સેવા નિમિત્તે નિર્ણીત કરેલ ઉચ્ચસૂત્રો પોતાના જીવનમાં ઓતપ્રોત કરવા યાને અમલમાં મૂકવા પ્રતિજ્ઞા કરી ને કેટલાક સેવા-સૂ[illegible] ...પસ તરીકે સ્વીકારવામાં આવ્યા

## અભ્યાસ પાઠ ૧ લો.

૧ ત્રિકાળ માતાપિતાને નમન ( નમસ્કાર ) કરવું.

૨ માતાપિતાનું મન કોઇ રીતે ન દુભવવું.

૩ માતાપિતાને જમાડ્યા પછી જમવું.

૪ માતાપિતાનાં શરીર, વસ્ત્ર અને શય્યા વગેરે સ્વચ્છ રાખવા.

૫ માતાપિતાને યોગ્ય સમયે ગૃહભારથી મુક્ત કરવા.

૬ માતાપિતાને ધાર્મિક–વ્યવહારિક કાર્યની સામગ્રી પૂરી પાડવી.

૭ માતાપિતાની આજ્ઞા અને હિતકર સૂચના સર્વાંશે અમલમાં લાવવી.

૮ માતાપિતાનો ઉપકાર જીંદગીભર હૃદયથી માનવો.

૯ માતાપિતાના ગુણોનું યશોગાન કરવું.

૧૦ માતાપિતાની સેવા અતિ સંકટ સમયે પણ ન તજવી.

૧૧ માતાપિતા પ્રત્યે કટુ–અયોગ્ય શબ્દો ન બોલવા.



## કર્ત્તવ્ય ૨ જું. સત્યતા.

સુજ્ઞ બંધુઓ ! ગઈ કાલે માતાપિતાની સેવા વિષે કહે-વામાં આવ્યું; આજે સત્યતા વિષે બોલવાનું છે. કારણ કે સેવાપરાયણ મનુષ્યે સત્યનિષ્ઠ બનવું જોઇએ. સેવા અને સત્યતા એ બન્ને ગુણ બાલ્યાવસ્થાથીજ સહજ પ્રકાશમાં આવવા જોઈએ. જે વચનનું પરિણામ સદાને માટે શ્રેષ્ઠ અને હિતાવહ હોય તેજ સત્ય કહેવાય છે. માટે બંધુઓ ! આ દુનિયામાં સત્યજ પ્રત્યક્ષ દેવ છે. શાંતિ–વૈભવ અને શ્રેષ્ઠતા સત્યમાં સમાએલ છે. રાજ્ય અને પ્રજાનો ઉદય તેનેજ આ-ધારી છે. માટે સર્વ મનુષ્યોએ પોતાની ફરજ સમજી કોઈ-પણ પ્રસંગે વિવેકપુર:સર સત્ય બોલવું જોઇએ. સત્ય બોલ-નાર પ્રમાણિક ગણાય છે, તેમના વચનો સર્વમાન્ય થાય છે; તથા તેમની જીવનયાત્રા શાંતિ સાથે પસાર થાય છે. જેની જુઠું બોલનાર તરીકે છાપ પડી છે, તે કદાચ કોઈ પ્રસંગે સત્ય બોલે તોપણ જુઠું ગણાય છે. જેમ કોઈક ભાંડ–ભવા-યાને ખેલ કરતાં કદાચ વીંછી વળગે અને ખરૂં રૂદન કરે તો પણ પ્રેક્ષકોને ઢોંગરૂપે ભાસે છે. અસત્યથી બચવા સત્ય-વકતા થવું શ્રેયસ્કર છે. સત્ય બોલવાથી ક્વચિત્ અનિષ્ટ પરિ-ણામનો સંભવ હોય તો મૌન રહેવું. ઘણાનું માનવું એવું છે કે "સત્ય બોલવં દુષ્કર છે; અને જુઠું બોલવું તન્ સહજ છે." પર ........ વિચાર કરતાં ચોક્કસ સ

ય છે કે 'સત્યજ બોલવું' સહેલું થઇ પડે છે. અસત્ય બોલનારને નકામી મગજમારી કરી પ્રપંચજાળ રચવી પડે છે. જ્યારે જાળ તુટી જાય—સત્ય પ્રગટ થાય ત્યારે કરેલી મગજમારી ફોકટ જંવાની સાથે દુઃખમાં દબાવું પડે છે. સત્યના પ્રભાવથી સર્વ દુર્ગુણ દૂર થાય છે. સત્યથી પ્રમાણિકતા સાથે હૃદય નિભર્ય બનવા પામે છે; અને આનંદસહ સાત્વિક વૈભવ મેળવી શકાય છે. અરે ! જુગાર વગેરે કુવ્યસનના અનિષ્ટ પાશથી પણ મુક્ત થવાય છે.

એક શહેરમાં સુખલાલ નામે સાહુકારનો પુત્ર હતો. તે સર્વ કળાઓમાં કુશળ હતો, પણ લાડકવાયો હોઇને બચપણથી કુછંદમાં પડેલો હતો. જુગાર વગેરે કુવ્યસન સેવતો, જેથી તેના માતાપિતા તેમજ સગા સંબંધી ઘણું સમજાવતા; છતાં તે સ્વચ્છંદી સુખલાલે કોઇનું માન્યું નહિ. પુત્રની એ અનિષ્ટ પ્રવૃત્તિથી અતિ ચિંતાતુર થતી માતા વ્યાધિગ્રસ્ત થઈ અને છેવટે એજ દુઃખમાં મરણ પામી. ઉપર્યુક્ત કારણથી સુખલાલનો પિતા પણ મરણ પથારીએ પડ્યો. તેણે એક વખત પોતાના પુત્રને પાસે બોલાવીને કહ્યું કે "હે પુત્ર! મારા પ્રાણ જતાં નથી.

પુત્ર—શા માટે ?

પિતા—જો તું મારૂં એક વચન માને, તો મારા પ્રાણ નીકળે અને મારી સદ્ગતિ થાય.

પુત્ર—મારા વ્યસનને આડે ન આવે તેવુ વચન હું માનવા તૈયાર છું.

પિતા—તારા વ્યસન માટે હવે શું કહેવું હોય! પરંતુ આ શહેરમાં મારો મિત્ર બુદ્ધિસાગર છે; તેને દરરોજ એક વખત પગે લાગી આવવું.

પુત્ર—તથાસ્તુ. (સુખલાલે વિચાર્યું કે આ નિયમ પાળવાથી મારા વ્યસનને કાંઇ હરકત નહિ આવે.)

પિતા પોતાના પુત્રનું ભલું ઇચ્છતો અને ભવિષ્યમાં તેહેનું શ્રેય: થાય તેવા પ્રકારનો માર્ગ બતાવી છેવટની ફરજ બજાવી પુત્રઋણથી મુક્ત થઇને મરણ-શરણ થયો.

પિતાના વચનઋણથી બંધાયેલો સુખલાલ નિયમિત બુદ્ધિસાગરને પ્રાતઃકાળે નમસ્કાર કરવા જતો અને તે પછી સ્વેચ્છાએ કુવ્યસન સેવતો. એક વખત સુખલાલ સાથે વાતચિતના પ્રસંગથી બુદ્ધિસાગરને જણાયું કે મારો મિત્રને આપેલું વચન પાળવાજ નિયમિત સુખલાલ અહીં આવે છે. એ ઉપરથી અનુમાન થાય છે કે સુખલાલને સુધારવા માટે મારા મિત્રે આ યુક્તિ યોજી છે. ત્યારે મારી ફરજ છે કે તેને કોઈ ઉપાયે સન્માર્ગે ચડાવવો; એમ નિશ્ચય કર્યો. જ્યારે સુખલાલ એક દિવસ પગે લાગવા આવ્યો ત્યારે બુદ્ધિસાગરે કહ્યું:—"બેટા! મારા મિત્ર (તારા પિતા) નું એક વચન જેમ તું પાળે છે; તેમ મારું પણ એક વચન તારે પાળવું જોઇએ."

સુખલાલ—
વચન પાળીશ.

બુદ્ધિસાગર—તારા વ્યસન માટે મારે કાંઇ કહેવું નથીજ. જે કાંઇ કહેવું છે તે એજ કે તારે 'સદા સત્ય બોલવું.'

સુખલાલે વિચાર્યું કે મારા દુર્ગુણ જગજાહેર છે, તોપણી 'છાશ લેવા જવું અને દોણી સંતાડવી શા માટે' એમ ધારી કબુલાત આપીને ઘેર ગયો.

એક વખત સુખલાલે વિચાર્યું કે પુષ્કળ ધન વિના મારા વ્યસન અને સુખોપભોગમાં હરકત આવે છે. ઘરમા હવે કાંઇ દ્રવ્ય છે નહિ, માટે એક મોટું ખાતર પાડું; તો જિંદગાની સુધી દ્રવ્ય મેળવવાની ઉપાધિ રહે નહિ. એમ ચોક્કસ કરી ઘેરથી રાત્રે શહેરમાં ચોરી કરવા નીકળ્યો. રસ્તે ચાલતાં નિશ્ચય કર્યો કે રાજાના ભંડારમાં ખાતર પાડવું, કેમકે ત્યાંથી અખુટ દ્રવ્ય મળે. તે વખતે સુખલાલ ચુપકીથી રાજ્યમહેલ તરફ ચાલ્યો. થોડું આગળ ચાલતાં તેજ શહેરનો રાજા છુપા વેષે નગરચર્યા જોવા નીકળેલ તે સામો મળ્યો. રાજાએ પૂછ્યું કે—અરે! તું કોણ છે? આ સમયે તું કયાં અને શામાટે જાય છે?

સુખલાલે પોતાની ટેક પાળવા સત્ય જવાબ આપ્યો, કે.—હું શાહુકાર પુત્ર છું. રાજાના ભંડારમાંથી ચોરી કરવા જાઉં છું.

રાજાને આશ્ચર્ય થયું, તે પરથી મશ્કરીમાં પૂછ્યું. શી ચોરી કરીશ?

સુખલાલે કહ્યું કે—કિંમતી જવાહીર ચોરીશ. બીજી શી ચોરી કરવી હોય !

રાજાએ જાણ્યું કે આ કોઇ ગાંડો માણસ જણાય છે, એમ માની જવા દીધો. રાજાને વહેમનું કારણ જણાયું નહિ.

સુખલાલ ચાલતો ચાલતો યુક્તિથી રાજ્યને ભંડારમાં કુશળતાથી પહોંચ્યો. સાવચેતીથી ખાતર પાડયું; ઝવેરાતના બાર ડાબલા લઈ ઝટ ત્યાંથી છટકી ઘેર જવા નીકળ્યો. રાજા રાજ્યમહેલ તરફ આવતાં રસ્તામાં પુનઃ સુખલાલ મળ્યો. વાર્તાલાપ કરતાં અર્થાત્ પૂર્વોક્ત પ્રશ્નોત્તર થયા બાદ રાજાએ પુછયું કે શી ચોરી કરી ? ત્યારે સુખલાલે રાજભંડારમાંથી ઝવેરાતના ૧૨ ડાબલા લીધાનું જણાવ્યું.

આ ઉપરથી રાજાને આશ્ચર્ય સાથે ગમ્મત પડી, એટલે કાંઈપણ તપાસ કર્યા વિના જવા દીધો અને કહ્યું જા જા ગાંડા ! એમ કહી બન્ને જુદા પડયા. રાજા પોતાના મહેલે જઈ શયન-ગૃહમાં સુતો.

પ્રાતઃકાળે ચોકીદારે ભંડારીને જણાવ્યું કે સાહેબ ! રાજભંડારમાં ખાતર પડયું છે. ભંડારીએ પ્રધાનપાસે વાત કરી, ભંડારમાં આવી તપાસ કરતાં બન્નેને જણાયું કે ભંડારમાંના ૧૬ ડાબલા પૈકી ૧૨ ડાબલા ચોરાયા છે. આ ઉપરથી બન્નેએ મળીને બચેલા ૪ ડાબલા ઉચાપત કર્યા. ને પછી રાજાને જાહેર કર્યું કે ગઈ રાત્રિએ ભંડારમાંથી ઝવેરાતના ૧૬ ડાબલા ચોરાઇ ગયા છે. " ખરેખર, ધન ગમે તેવા

કુલીન ગણાતા મનુષ્યને પણ ખીજાવવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવે છે. " આ વાત સાંભળતાં રાજાને ગતરાત્રિની વાત યાદ આવી કે ખરેખર હું ઠગાયો. જેને મ્હેં ગાંડો માણસ જાણી જવા દીધો, તેજ ચોર હોવો જોઈએ. પરંતુ તે ચોરને ધન્ય છે કે જેણે મ્હને સત્યવાત કહી; તથાપિ આ અમલદારો ૧૬ ડાબલા ચોરાયાનું કહે છે તે ખોટું છે. કારણ જે ચોર બાર ડાબલા ચોરવાની કબુલાત આપે, તેણે જો ૧૬ ડાબલા ચોર્યા હોય, તો તે શાટે છુપાવે ? આ પ્રમાણે મનમાં વિચાર કરીને પ્રધાનને જવાબ આપ્યો કે ૧૨ ડાબલાની તપાસ હું કરૂં છું; બાકી ૪ ડાબલાની શોધ તમે કરો. આ સાંભળતાંજ પ્રધાન અને ભંડારી બન્ને મનમાં સંકોચાયા; તોપણ ઉપલક ભાવે તપાસ કરવા કબુલ્યું.

રાજાએ શહેરમાં ઢંઢેરો ફેરવ્યો કે " આવતી કાલે શહેરના તમામ માણસોએ ઉજાણી કરવી અને સત્ય સ્વરૂપાદેવીના મંદિરે જઈ સ્તુતિ કરી રાત્રે ગામમાં આવવું. " તે પ્રમાણે પ્રજાજન શહેર બહાર ઉજાણી નિમિત્તે નીકળ્યા. રાજા પણ તે મંદિરના દ્વારપાસે સિંહાસનપર બેઠેલા છે. દર્શન નિમિત્તે લોકોની આવ-જા થઈ રહી છે; ત્યારે સુખલાલ પણ ઉદ્ભટ વેષ ધારણ કરી મંદિરમાં આવી નમન કરી સ્તુતિ કરવા લાગ્યો. રાજાએ તેના સ્વરપરથી નિશ્ચય કર્યો કે રાત્રિએ જે મ્હને મળેલ તે માણસ આજ છે. ( કારણ રાજા શબ્દવેધી હતો ) તેથી તેને એકાંતમાં બોલાવી રાત્રિ સંબંધી

હકીકત પૂછતાં પૂર્વવત્ સત્ય વાત કહી. જે પરથી વિશેષ ખુશી થતાં રાજા પ્રેમપૂર્વક શુભ રીતે સુખલાલને રાજ્યમહેલમાં તેડી ગયો.

બીજે દિવસે કચેરી ભરી પ્રધાન તથા ભંડારીને કહ્યું કે મ્હેં તપાસ કરીને ૧૨ ડાબલા લેનાર ચોરનો પત્તો મેળવ્યો છે, તમે બાકીના ચાર ડાબલા ચોરનારનો પત્તો મેળવ્યો કે કેમ ?

પ્રધાને કહ્યું—અન્નદાતા ! જેણે ૧૨ ડાબલા લીધા છે એમ આપને જણાયું છે, તેણેજ ૧૬ ડાબલા લીધા હશે !

આ પ્રસંગે રાજાએ સભા સમક્ષ સુખલાલને બોલાવી તેના મોંએથી સઘળી હકીકત જાહેર કરાવી; અને તેજ વખતે સુખલાલે ૧૨ ડાબલા બતાવ્યા, ત્યારપછી નરપતિએ તે ડાબલા સંભાળી લીધા.

ફરીથી પ્રધાને અરજ કરી કે ખુદાવિંદ મહારાજા સાહેબ ! આ પ્રપંચી-લુચ્ચો માણસ ૪ ડાબલા પચાવવાની ખાતર ૧૨ની કબુલાત આપે છે !

આ સાંભળતાં રાજાને અતિ ગુસ્સો ચડયો. જેથી પ્રધાન તથા ભંડારીને નજરકેદ રાખી, તેમના ઘરની જડતી લેવરાવી તો ઉચાપત કરેલા ૪ ડાબલા મળ્યા. તે બન્નેને પદભ્રષ્ટ કરી યોગ્ય શિક્ષા આપી. સુખલાલના સત્યવાદીપણાની પ્રશંસા કરી પ્રધાનપદવી આપી. જે વાત શહેરમાં ફેલાતાં—

બુદ્ધિસાગરને આ વાત સાંભળવામાં આવતાં અત્યંત આનંદ થયો. રાજાએ બહુ માનથી શિરપાવ આપી, સુખલાલને હાથીની સ્વારીથી વિદાય કર્યો. રસ્તામાં પોતાના પરમ ઉપકારી બુદ્ધિસાગરના ઘર આગળ આવતાં હાથી ઉભો રાખી, નીચે ઉતરી સુખલાલ બુદ્ધિસાગરના ચરણમાં નમી પડયો; અને હર્ષાશ્રુ વર્ષાવી પરમ ઉપકાર માનવા લાગ્યો. તે સાથે મળેલો શિરપાવ ભેટ આપવા તત્પર થયો. બુદ્ધિસાગરે શાંતિ સાથે આશીર્વચન આપીને ધરેલી ભેટ સુખલાલને પાછી સોંપી. ત્યારપછી સુખલાલ તમામ કુવ્યસન છોડી પ્રમાણિકપણે પ્રધાનવટું ચલાવતાં આદર્શ પુરૂષ તરીકે પંકાઈ પવિત્ર જીવન ગાળવા લાગ્યો. આ એક સત્યનોજ પ્રત્યક્ષ મહિમા જગજાહેર થયો.

બંધુઓ ! આપ જાણી શકયા હશો કે પ્રત્યક્ષ સત્યદેવના પ્રભાવથી એક મહાવ્યસની મનુષ્ય પણ કેવાં પ્રકારની ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યો. ચોરી જેવાં દુષ્ટ કાર્યમાં પણ સત્યનો ઉપયોગ કરવાથી પ્રમાણિકતા મેળવી શકયો. માટે આપણે હમેશ જો સત્ય પરાયણ થઇએ તો આપણું જીવન ખરેખર દિવ્ય થવા પામે. માબાપો, શિક્ષકો કિંવા ધર્મગુરૂઓ તરફથી જો બચપણમાંજ સત્ય ગુણને કેળવવામાં આવે તો આ સંસારમાં અસત્ય એવો શબ્દ માત્ર પણ રહેવા ન પામે.

ઓમ શાંતિઃ

## અભ્યાસ પાઠ ૨ જો.

૧ સર્વદા સત્ય બોલવું, પણ તે પ્રિય અને હિતકર હોવું જોઇએ.

૨ સત્ય જેવો ઉત્તમ ધર્મ એકે નથી.

૩ સત્ય બોલવાથી અનિષ્ટ પરિણામ જણાતું હોય તો મૌન રહેવું.

૪ ખોટી સાક્ષી આપવી નહિ. તેમજ ચાડી—ચુગલી કરવી નહિ.

૫ સત્યથી પ્રમાણિકતા, સુયશ અને પ્રતિષ્ઠા વગેરે સાંપડે છે.

૬ જે વાણીનું પરિણામ શ્રેષ્ઠ અને શ્રેયસ્કર હોય તેજ સત્ય.

### ગજલ.

ગયો હરિશ્ચંદ્ર વનમાંહી, થયો દુઃખીઓ બહુ ત્યાંહી;
પ્રિયા સહ પુત્ર વેચે છે, ફક્ત એક સત્યને માટે. ૧
તજ્યું નિજ રાજ્ય શ્રીરામે, સહુ શણગાર છોડીને;
તનુ વલ્કલ ધરી લે છે, ફક્ત એક સત્યને માટે. ૨
પિતાનો ભય અતિ મોટો, વળી પ્રહલાદ બહુ છોટો;
છુંદાયો હાથીના પાયે, ફક્ત એક સત્યને માટે ૩
સતી શિરોમણી [illegible] ના હતી કે એ:
બની રહી છે એ [illegible] એક સત્યને માટે. ૪

કીધા બહુ જુલમ રાજાએ, તજાવ્યું ઈશુ મીરાંને;
દીધું ઝેર તે મીરાં, પીએ છે સત્યને માટે. ૫
મોહનલાલ કર્મચંદ ગાંધી, ખરી તેણે કમર બાંધી;
લડ્યા છે આફ્રિકા માંહી, ફક્ત એક સત્યને માટે. ૬

મણિકાન્ત

---

## કર્તવ્ય ૩ જું પવિત્રતા.

મહાશયો ! ગત વ્યાખ્યાનમાં સત્યતા વિષે યત્કિંચિત કહેવામાં આવેલ હતું. આજે પવિત્રતા વિષે ભાષણ કરવાનું છે. તે પ્હેલાં મ્હારે જણાવવું જોઈએ કે સત્યતાથીજ પવિત્રતા જળવી શકાય છે. પવિત્રતાનું તે મુખ્ય અંગ છે પવિત્રતા યાને શુદ્ધિ તેના અધિકારી બાલ-યુવાન અને વૃદ્ધ સ્ત્રી-પુરૂષો હોઈ શકે છે. પવિત્રતા એ પ્રાથમિક શિક્ષણ રૂપે હોવું જોઈએ. બંધુઓ ! મનુષ્યોએ હમેશાં બાહ્ય (બહાર) અને અંતરથી સ્વચ્છ રહેવું જોઈયે. તન-મનની શુદ્ધિ માટે સર્વ શાસ્ત્રોનું ફરમાન છે. બાહ્યશુદ્ધિ માટે મુખ્ય સાધન જળ છે. અંતરશુદ્ધિ માટે સદ્વર્તનની જરૂર છે. શરીર પવિત્ર રહેવાથી મન આનંદમાં રહે છે. શરીર શુદ્ધતા માટે જૂદી જૂદી માન્યતા મુજબ કેટલાએક ધર્માવલંબીઓ, કેટલા જળથી અને કેટલી વખત સ્નાન કરવું જોઈએ તેનો વિવેક રાખ્યા શિવાય અર્થાત્

શૌચ્યાશૌચ્યનું સ્વરૂપ સમજ્યા વિના, કેવળ શરીરની ઉપલક શુધ્ધિ નિમિત્તે વખત અને જળનો ગેરઉપયોગ કરે છે! તેમજ કેટલાએક ગૃહસ્થો તો નિત્ય નૈમિત્તિક પ્રસંગે શરીરશુધ્ધિ માટે પ્રમાણોપેત જળનો પણ ઉપયોગ કરવા બેદરકાર રહે છે!! એ બન્નેની પ્રવૃત્તિ ન ઇચ્છવા યોગ્ય છે. ઇચ્છવા યોગ્ય તો એ છે કે સ્વચ્છ ગાળેલા જળથી જોઇતા પ્રમાણસહ શરીરશુધ્ધિ કરવી, એ ગૃહસ્થનું નિત્ય–નૈમિત્તિક કર્ત્તવ્ય છે. વૃદ્ધ, અશક્ત અને બાળકોને ઉષ્ણ જળથી શરીર–શુધ્ધિ કર્ત્તવ્ય છે. જ્યાં સૂર્યનો પ્રકાશ પડતો હોય, પાણી ભરાઈ ન રહે અને કાદવ (કીચડ) કે ક્ષુદ્ર જંતુ ઉત્પન્ન થવા ન પામે તેવી જગ્યા સ્નાન માટે પસંદ કરવી જોઈએ; જેથી શારીરિક રોગોથી બચી શકાય છે; તેમજ હવા ન બગડવા પામે. શરીરપર પાણીના ઘણા ઘડા રેડવા કિંવા તળાવ કે નદીમાં કુદકા મારવા એનું નામ સ્નાન નથી, પરંતુ શરીરનો મેલ દૂર કરી રોમકૂપ સ્વચ્છ રાખવા માટે કાયાને મસળી–ચોળીને નહાવું તેજ સ્નાન કહેવાય છે. જેથી શરીર સંરક્ષણ સાથે મનને પણ સંતુષ્ટ કરી શકાય છે. તેવીજ રીતે વસ્ત્ર સ્વચ્છ રાખવાની ખાસ જરૂર છે, વૈદક નિયમાનુસાર મલીન વસ્ત્ર અને શરીરથી મનની વિકૃતિ થવા પામે છે. માટે શરીર અને વસ્ત્રની પવિત્રતા સાથે માનસિક પવિત્રતા જાળવવા વિશેષ કાળજીની જરૂર છે, તેમજ શ્રેયસ્કર છે. (જળશુધ્ધિ ધર્મ કર્ત્તવ્ય નથી; પરંતુ સાંસારિક નિત્ય કર્ત્તવ્ય ) કારણ કે જ્યાં લગણ અંતઃ

કરણનો મળ દૂર ન થાય ત્યાં લગણ કેવળ જળશુધ્ધિ યાને બહારની પવિત્રતાજ, ફરીથી પોતાના શરીરને વિષે જુગુપ્સા ઉત્પન્ન કરાવે છે; યાને કંટાળો—ગ્લાનિ ઉત્પન્ન થવા પામે છે. મહર્ષિ પતંજલિ કહે છે કે:—' शौचात्स्वांगे जुगुप्सा परैर संसर्गः ઐહિક-પારમાર્થિક શ્રેય ઇચ્છનારે બહાર અને અંતરની પવિત્રતા ખાસ અંગીકાર કરવા યોગ્ય છે. જેમ કેટલાએક જૈનો અને વૈષ્ણવભાઇઓ ઉપર્યુક્ત બન્ને પ્રકારની શુદ્ધિના એકેકા પલ્લામાં બેસી જવા પામે છે. તેમ ન કરતાં જે સ્થળે જે જે શુદ્ધિનો ઉપયોગ કરવો ઘટે તે તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. જેથી શારીરિક, માનસિક આરોગ્યતા શાંતિ અને પ્રસન્નતા વગેરે લાભ પ્રાપ્ત કરવામાં સુગમતા થવા પામે એ ન ભૂલવું જોઈએ.

એક માણસને કોલેરા થવાથી વારંવાર ઉલટી તથા ઝાડા થવા માંડ્યા. જેટલી વખત ખરચુ જાય તેટલી વખત પાણીથી સ્નાન કરે. તેમ કરવા વૈદ્યે મના કરી અને સમજાવ્યું કે વારંવાર સ્નાન કરવાથી શરદી વધી જશે. છતાં ધર્મ ઘેલછાને લઇને તે વાત માન્ય ન કરતાં, વારંવાર સ્નાન કરવું જારી રાખ્યું. પરિણામ એ આવ્યું કે તત્કાળ શરદી વધી જવાથી તે યમધામ પ્હોંચી ગયો! તેમજ એક માણસ કાપડીયાની દુકાને કાપડ લેવા ગયો. ત્યાં વાતચીતના પ્રસંગે દુકાનમાં એક માણસે કહ્યું કે સ્વધર્મ પોતાથીજ જાળવી શકાય છે. આ શબ્દો સાંભળી લુગડું લેવા આવનાર, ઝટ બોલ્યો કે હા ભાઈ! તમે ખરૂં કહો છો. મ્હેં પણ મ્હારો

ધર્મ આજ દિવસ સુધી સંકટો સહન કરીને જાળવ્યો છે કે હું અમુક વર્ષોના વર્ષો થયાં નાહ્યોજ નથી !! કહો ભાઈ! દયા-ધર્મ જાળવવો કેટલો મુશ્કેલ છે? આ વચન સાંભળતાંજ ત્યાં બેઠેલા તમામ માણસો આશ્ચર્યચકિત થયા. અને તેને મશ્કરી સાથે અપમાન કરી ત્યાંથી કાઢી મૂકયો. એ વાત જાહેર થતાં લોકોમાં નિંદાપાત્ર થવાની સાથે ત્હેની-ધર્મઘેલછાની નિંદ્ય વાતો ચાલવા લાગી. આ બન્ને દષ્ટાંતોથી અતિ સ્નાને તેમજ બીલકુલ સ્નાન ન કરવાથી ઘણા ખરાબ પરિણામો ઉત્પન્ન થાય છે. માટે વિવેકપુરઃસર પવિત્રતા રાખી જીવન ગાળવું, બંધુઓ! પવિત્રતા એ આપણું સહજ જીવન હોવું જોઈએ. બાહ્ય પવિત્રતા તરફ બેદરકાર ન બનતા અંતરની પવિત્રતા તરફે વિશેષ લક્ષ્ય રાખવાની ખાસ જરૂર છે. શરીરની શુદ્ધિથી મન પ્રફુલ્લિત રહેવા પામે છે; અને તે મનની અસર આત્મા ઉપર થવા પામે છે. માટે જ્યાં જ્યાં જેજે શુદ્ધિની ખાસ જરૂર જણાય, ત્યાં ત્યાં તેતે શુદ્ધિનો વિવેક સહ ઉપયોગ કરવો જોઇએ. એજ આપણું કર્ત્તવ્ય છે.

## અભ્યાસ પાઠ ૩ જો.

૧ શરીર, વસ્ત્ર અને મન પવિત્ર રાખવાં.
૨ સમય અને જળનો પ્રમાણસહ ઉપયોગ કરવો.
૩ જગ્યા ભીનાશવાળી ન રહેવા દેવી.
૪ કાદવ ( કીચડ ) કે જીવજંતુની ઉત્પત્તિ ન થવા દેવી
૫ સ્વચ્છ હવા અને જળનો બને તેટલો યોગ્ય ઉપયોગ લેવે

૬ મનશુદ્ધિ માટે સદ્વિદ્યા, સદાચાર અને સદ્વિચારનું સદા સેવન કરવું.
૭ શરીર શુદ્ધિ કરતાં મન શુદ્ધિ વધારે શ્રેયસ્કર છે.
૮ શરીર અને મનની શુદ્ધિ માટે વિવેકશૂન્ય ન થવું.
૯ તન-મનની શુદ્ધિથી શારીરિક-માનસિક રોગ દૂર થાય છે.
૧૦ શરીરની અસર મનને અને મનની અસર તનને થવા પામે છે

## કર્તવ્ય ૪ શું નિયમિત ભોજન.

દેવાનુપ્રીય આત્મબંધુઓ ! ગઈ કાલે પવિત્રતા વિષે ભાષણ હતું. આજે નિયમિત ભોજન વિષે બોલવાનું છે. જેમ જળથી શારીરિક શુદ્ધિ થવા પામે છે, તેમ નિયમિત ભોજનથી આરોગતા અને પુષ્ટિ વગેરે જે થવા પામે છે, તે પણ શરીરની પવિત્રતાજ છે; કારણ કે ઉચિત-મિત ભોજન કરનારનું શરીર રોગથી કે મળપ્રકોપથી અપવિત્ર થવા પામતું નથી. એટલું જ નહિ પણ મન ઉત્સાહિત અને કર્ત્તવ્ય-પરાયણ બનવાથી તે બન્ને રીતે પવિત્ર રહેવા પામે છે. માટે નિયમિત ભોજનની ટેવ બાલ્યાવસ્થામાંજ પાડવી જોઈએ. કારણકે ભોજન એ શરીર સંરક્ષણનું એક અતિ ઉપયોગી સાધન છે. તેમજ શરીર એ ઐહિક તથા પારમાર્થિક સુખનું સાધન છે. પણ તે નિયમિત સમયે ભોજન થતું હોય તો અતિ હિતકર થાય છે. અનિયમિત સમયે ભોજન લેવાથી અનિષ્ટ પરિણામ આવે છે. એટલે જે જે દેશમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોએ સ્વ સ્વપ્રકૃતિને અનુકૂલ વખત નિર્ણીત

કરેલ હોય તે તે કાળે ભોજન કરવું જોઈએ, અને જ્યારે શારીરિક પ્રકૃતિ અસ્વસ્થ (બરાબર ન હોય) કિંવા સ્વાભાવિક ક્ષુધા (ખરી રૂચી) ન લાગી હોય, ત્યારે નિર્ણીત સમયે પણ ભોજન ન કરવું જોઈએ. સ્વશરીર, ઋતુ અને દેશને અનુકૂલ પથ્ય તેમજ સાત્વિક ખોરાક લેવો જોઇએ; તે પણ ભુખના પ્રમાણમાં જમવું-બલકે કંઇક ઓછું ભોજન કરવું; રસલંપટ થઈ પોતાને યા બીજાને ઘેર અધિક આરોગવા લલચાવું નહિ. વિશેષ આહારથી શરીરમાં જડતા, આળસ અને ભયંકર રોગ ઉત્પન્ન થવા પામે છે; તેમ થવાથી મન પણ બગડે છે. તેને પરિણામે વ્યવહારિક-ધાર્મિક ક્રિયામાં વિઘ્ન આવે છે. કારણ ધાર્મિક નિયમ સાથે વૈદિક નિયમનો અત્યંત ગાઢ સંબંધ છે. માટે નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે-"शरीरमाद्यं खलु धर्मसाधनं." સાદું ભોજન ને આનંદથી સારી રીતે ચાવી અર્થાત્ પ્રવાહી બનાવીને ગળેથી ઉતારવું જોઈએ. એ પ્રવૃત્તિ અતિ લાભપ્રદ છે. ભોજન કરતાં ક્રોધ, ચિંતા, ભય અથવા દુષ્ટ વિચારો અંતઃકરણમાં ઉત્પન્ન થવાથી ઘણો પૌષ્ટિક-સ્વાદિષ્ટ ખોરાક લેવા છતાં શરીર અને મનને શાંતિ કે પુષ્ટિ મળી શકતી નથી. તેમજ અતિ ખારાં ખાટાં તીખાં તમતમાં ગરમાગરમ ભોજન કરવાથી તામસિક પ્રકૃતિ થવાની સાથે પ્રતિક્ષણે માનસિક પ્રકૃતિ ઉશ્કેરાઈ જાય છે; જેથી ઘણી વખતે આર્થિક; વ્યવહારિક કે પારમાર્થિક લાભનો નાશ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થવા પામે છે. વળી કેટલીએક જ્ઞાતિઓમાં વાસી અન્ન ખાવાની

ટેવ હોય છે. તે પણ સ્વશરીર અને બુધ્ધિને નુકશાન કરવાની સાથે પરંપરાએ ધર્મને પણ ધક્કો પ્હોંચાડે છે. જે ખોરાકના વર્ણ ગંધ રસ અને સ્પર્શ બગડી ગયા હોય તે વસ્તુ ખાવી નહિ. પરંતુ તાજો, સ્વચ્છ અને સાત્વિક ખોરાક લેવો; તેજ શરીર અને મનને પોષણ આપનાર છે. માટેજ અન્નને પ્રાણ કહેલ છે. 'अन्नं वै प्राणाः'. અન્ન તે પ્રાણી માત્રનું જીવન છે. અરે ! ઉત્તમ રસાયણ છે, માટે પ્રસન્નવદને આનંદથી નિયમિત મિત ભોજન કરવા તરફ ખાસ કાળજી રાખવી.

એક વખત બ્રાહ્મણની ચોરાશી હતી. તે પ્રસંગે ઉપર-ધારે ચુરમાના લાડુનું જમણ હતું. બે બ્રાહ્મણોએ જમણની વાત સાંભળી આગલે દિવસે અલ્પ આહાર કર્યો હતો. જમણને દિવસે ચોરાશીમાં જમવા ગયા, ત્યાં ઉપભોજન ( શાક રાયતાં વગેરે ) ની સામગ્રી પણ સારી હતી; અને ભૂખ બહુજ લાગેલી હોવાથી સ્વાદિષ્ટ વસ્તુઓ ખુબ આરોગી. પેટ પૂરું ભરાયા છતાં રસલંપટ થઈ બન્નેએ અતિ ઠાંસી ઠાંસીને ખાધું. છેવટે મુખશુદ્ધિ વગેરે ક્રિયા કરી એક બીજાની મદદથી ઉભા થઇ, તેમણે ચાલવા માંડયું. ધીમે ધીમે જેમ તેમ થોડેક આગળ ચાલતાં પાછળ ચાલનાર બ્રાહ્મણને આગળ ચાલનારાએ પૂછયું - શુકલજી ! મારા પગમાં મોજડી છે કે નહિ ? અતિ ભોજન કરવાથી આટલું પણ ભાન ન રહ્યું ! પાછળ ચાલનારાએ જવાબ આપ્યો કે ભટ્ટજી ! હું તો કેવળ ત્હમારી પાઘડીને આધારેજ જેમ તેમ ચાલું છું ! ! જો એ-

ટલું પણ નીચું જોઇ શકું તો શામાટે બીજા વધારે લાડુ ખાવા છોડી દઉં !!! બ....સ.... એટલું પણ માંડ માંડ બોલી શકયો છું. હવે કાંઈ પૂછશો માં. આ વાર્ત્તાલાપ સાંભળી જમીને પાછા વળેલા બ્રાહ્મણો આ કૌતુક જોવા ઉભા રહ્યા. તેમાં જે પ્રતિષ્ઠિત અને નિયમિત મિત ભોજન કરનારા હતા, તેઓએ તે બન્નેને ઉપાલંભ (ઠપકો) આપી આવી રીતે રાક્ષસી ભોજન ન કરવા સૂચવ્યું. પરંતુ અતિ ભોજનના પરિણામે ઉલટી અને ઝાડા વગેરે થવાથી લાંબા વખત સુધી બન્નેએ કષ્ટ ભોગવ્યું; છેવટે વૈદ્યોના ઉપચારથી સાજા થયા. ત્યારબાદ રાક્ષસી ભોજન કરવાની ટેવ છોડી. પથ્ય-સાત્વિક અને ક્ષુધાના પ્રમાણમાં કંઈક ઓછું ભોજન કરવા ચોક્કસ નિયમ કર્યો.

બંધુઓ ! આ ઉપરથી આપ સ્હેમજી શકયા હશો કે આવા રાક્ષસી ભોજનથી કેવું અનિષ્ટ પરિણામ આવવા પામે છે. અનિયમિત ભોજનથી શરીર-મનને કેટલું દુઃખ થવા પામે છે. જ્યારે શરીર અને મન અસ્વસ્થ થવા પામે ત્યારે સાંસારિક કે ધાર્મિક કાર્યમાં કેટલાં વિઘ્નો ઉત્પન્ન થવા પામે છે એ સહજ સમજી શકાય છે. માટે નિયમિત ભોજન કરવું એ આપણું કર્ત્તવ્ય છે.

### અભ્યાસ પાઠ ૪ થો.

૧ સ્વાદિષ્ટ ભોજન દેખી લલચાવું નહિ.
૨ એકરાંતિયા થઈ અધિક ખાવું નહિ.
૩ વારંવાર ખા ખા કરવું નહિ.
૪ પ્રકૃતિને અનુકૂળ પથ્ય ભોજન કરવું.

૫ અન્ન સારી રીતે ચાવીને તે પ્રવાહીરૂપ થયા પછી ગળે ઉતારવું.
૬ ભોજન આનંદથી પ્રસન્ન વદને કરવું.
૭ દેશ કાળને અનુસરી નિયમિત સમયે કરવું.
૮ જઠરમાં પચે તેટલું ખાવું; પણ અતિ ઓછું કે ઘણું ખાવું નહિ.
૯ તાવ વગેરેમાં પ્રાયઃ કંઇ પણ ન ખાવું.
૧૦ જેમ બને તેમ રાત્રિ ભોજન ન કરવું.
૧૧ જેમ બને તેમ પવિત્ર જગાએ સ્વચ્છ પાત્રમાં જમવું.
૧૨ અતિ તીખાં, ખારાં, તમતમાં અને તામસિક ભોજન કરવાં નહિ.
૧૩ વાસી અન્ન ( ખીચડી વિગેરે ) પ્રાયઃ ખાવું નહિ.
૧૪ જેમ બને તેમ સાથે બેસી ભોજન કરવું નહિ.

---

## કર્ત્તવ્ય ૫ મું અજીર્ણમાં ભોજન ત્યાગ.

મહાશયો ! ગત દિનના વ્યાખ્યાનમાં નિયમિત ભોજન વિષે વિવેચન કરવામાં આવેલું હતું. આજનો વિષય અજીર્ણમાં ભોજન ત્યાગ એ છે. નિયમિત મિત ભોજન કરનારને કોઇ પણ વખત અજીર્ણ થવા પામતું નથી. અજીર્ણ થવાનું મુખ્ય કારણ એ છે કે અનિયમિત ભોજન નૈસર્ગિક ( સાચી–સ્વાભાવીક ) રૂચિ વિના ખાવું. રસલાંપટ્યથી અધિક આરોગવું, પ્રકૃતિ, ઋતુ કે દેશને પ્રતિકૂલ કે અનુકૂળનો વિચાર કર્યો વિના શરીરકોઠારમાં જે તે ભરી દેવું; અર્થાત્ અગ્નિમુખા થવું–જે મોંઢામાં આવે તે સ્વા-

હા. આ વિગેરે પ્રવૃત્તિથી અજીર્ણ થવા પામે છે, અને તે સર્વ રોગનું મૂળ (પહેલું) કારણ છે. કારણ કે મળ પ્રકોપ એ સર્વ રોગનો ખાસ હેતુ છે અને મળ-પ્રકોપનો હેતુ અજીર્ણ છે. યથાર્થ મળનો પરિપાક થયા વિના ખોરાક લેવામાં આવે તો અજીર્ણ થવા પામે છે. માટે અનેક રોગ (તાવ વિગેરે) ના ભોગ થવું પડે છે.

કહ્યું છે કે–" विना अजीर्णेन ना ज्वरः. " એટલે અજીર્ણ (અપચો) થયા વિના તાવ આવેજ નહિ. એમ અનુભવી વૈદ્યોનું કથન છે. અજીર્ણ થવાનું મૂળ કારણ પ્રથમ ખાધેલો ખોરાક બરાબર ન પચ્યો હોય, ત્યાં બીજો ખોરાક લેવો એ છે. માટે અપચો જણાય, ત્યારે ભોજન કરવાથી દૂર રહેવું. કેમકે–" अजीर्णे भोजनं विषं. " અજીર્ણમાં કરેલું ભોજન વિષરૂપ થાય છે, અર્થાત્ મળનો પ્રકોપ થાય છે; તે સર્વ રોગની ઉત્પત્તિનું મૂળ કારણ છે. આ પ્રસંગે મ્હારે જણાવવું જોઈએ કે કોઈ એક વ્યકિત જ્યારે તાવ કે મરડા આદિ વ્યાધીમાં સપડાએલ હોય, ત્યારે તેના હિતેચ્છુ તરીકે ગણાતા માતાપિતા, સંબંધી અને સ્નેહીઓ તે આતુરીને પરાણે કાંઈ પણ ખાવાનો અત્યાગ્રહ કરે છે; છેવટે તેઓ ખવરાવે છે. પણ તેનું પરિણામ ન ઈચ્છવા યોગ્ય આવે છે. વળી તેવે પ્રસંગે રોગીને કેટલાએક જોવા આવનારાઓ પશ્ન પરંપરા ચલાવે છે. કાં કેમ છે? શરીરે સારૂં નથી કે? કોની દવા ચાલે છે? વગેરે ખબર પુછીને રોગીના શરીર પ્રત્યે જોઈ તેને અથવા તેના માતાપિતાને રૂડું મનાવવા

ખાતર કિંવા અજ્ઞાનતા પૂર્વક ચાલતી આવેલી રૂઢીને લઈને દયામહેરોથી દીન વચનો કહે છે કે ઓ....હો....હો! બાપુ! તારૂં શરીર તો તદન લેવાઈ ગયું છે! આંખો ઉંડી ઉતરી ગઈ છે! કેવળ હાડકાંનો માળો રહ્યો છે! વિગેરે વિગેરે દરદીના હૃદયને ઘણી ખરાબ અસર કરાવનાર શબ્દો બોલીને આંખમાંથી આંસુ ખેરવવા મંડી પડે છે. આવી પ્રવૃત્તિથી રોગીને ભય સાથે મનમાં અત્યંત આઘાત થવાથી રોગની વૃદ્ધિ થાય છે. અરે! કેટલાએક કહેવાતા જૈનીઓમાં એવી પ્રવૃત્તિ ચાલે છે કે-દરદી મરણપથારીએ પડેલો હોય છે, છેવટનો મરણશ્વાસ ચાલતો હોય તે વખતે કેટલાએક તે દરદીની સારવાર કરનારાઓ કેવળ ધર્મઘેલછાથી રોગીને ધર્મ-નિયમ કે વ્રત-પચ્ચખાણ કરાવવા નિમિત્તે ધર્મગુરૂઓ (સાધુઓ) ને બોલાવીને ત્યાં તેડી જાય છે! છેવટનાં આ સર્જન ડોકટરને દરદી દેખીને હતાશ થવા પામે છે. હો....હવે હું નક્કી મરી જવાનો. આ રીતિ પણ ઈચ્છવા લાયક નથી. પરંતુ ઈચ્છવા લાયક તો એ છે કે જે રોગી પોતાની ખાસ ઇચ્છાથી જો પ્રેરણા કરે કે કોઈ સાધુ મહાત્માને બોલાવી લાવો, મારે ધર્મ ઔષધ લેવાની ભાવના છે. તોજ સાધુને બોલાવવા યોગ્ય છે, તેમજ રોગીના હિતેચ્છુઓએ આનંદ સાથે આરોગ્ય વિવેચક વાતો દરદીને સંભળાવવી અને શાંતિદાયક હિમ્મતના શબ્દો કહેવા. હૃદયને આનંદ આપનાર સંગીત, સ્વચ્છ હવા, પ્રકાશ, પોગરણું,

ઉત્તમ પુસ્તકનું વાંચન અને દરેક પ્રકારના પવિત્ર સાધનો પૂર્ણ પાડવા માટે યત્ન કરવો જોઇએ. માંદા માણસની આગળ ઘોંઘાટ ન થવો જોઇએ. શાંતિ આપનાર શુદ્ધ વાતાવરણ ફેલાવવા કોશીષ કરવી; તેમજ ખોરાક ખવરાવવાનો ખોટો આગ્રહ કરવો નહિ. કારણ કે અરૂચિમાં ભોજન કરવાથી કે કરાવવાથી ઘણું જ નુકશાન થવા પામે છે. સાજા માણસો પણ ખરી રૂચિ વિના જો ભોજન કરે છે તો ત્હેમને પણ અજીર્ણ થવાની સાથે બીજા કેટલાએક દરદ લાગુ પડે છે. અજીર્ણ ચાર પ્રકારના છેઃ—

તેના નામ અને લક્ષણ નીચે પ્રમાણેઃ—

૧ આમ અજીર્ણ—નરમ ઝાડો આવે, ખાટા ઓડકાર આવે.
૨ વિદગ્ધ અજીર્ણ—ઝાડામાં અતિ દુર્ગંધ, ઉછળે.
૩ વિષ્ટબ્ધ અજીર્ણ—શરીરમાં આળસ, ત્રોડ (કળતર) થાય.
૪ રસશેષ અજીર્ણ—શરીરમાં જડતા આવે, ચેન ન પડે.

અજીર્ણ ટાળવાના સારા ઉપાયો.

૧ પ્રાતઃકાળમાં તાજી અને શીતળ હવાનો ઉપયોગ કરવો. ૨ વ્યાયામ (કસરત) કરવો, તે જ્યાં સુધી પરસેવો આવે ત્યાં સુધી. ૩ પીવા માટે ઉષ્ણ પાણીનો ઉપયોગ કરવો. ૪ અન્નનો ખોરાક લેવો નહિ. ૫ દીર્ઘ શ્વાસ લેવા.

આ વગેરે ઘણા ઘરગતુ ઉપાયો છે. છતાં સાંપ્રતકાલે કોઇને જરાક અજીર્ણ કે અરૂચિ થવા પામે છે કે તરતજ ડાક-

ટરનો આશ્રય લેવામાં ડહાપણ અને શ્રીમંતાઈ સમજવામાં આવે છે. જેથી પરિણામે કેટલું આર્થિક, શારીરિક, માનસિક અને આધ્યાત્મિક નુકશાન થાય છે, ત્હેનું ભાગ્યેજ ભાન થવા પામે છે. કુદરતી સાધનો-નૈસર્ગિક ઉપચારોથી આરોગ્ય સદાને માટે જળવાય છે. કૃત્રિમ સાધનો-ડાકટરોના ઔષધોથી અમુક વખત પર્યંત આરોગ્યતા જળવાયાની સાથે બીજા કેટલાએક રોગોના બીજ રોપાય છે. ત્હેનો ભાગ્યેજ ખ્યાલ થવા પામે છે.

એક દિવસ બહારની પવિત્રતાની સર્વોત્તમ પ્રતિમારૂપ સુમતિચંદ્ર શેઠની પુત્રી લક્ષ્મી બ્હેન સવારના સુશોભિત વસ્ત્ર પહેરી એક કોચ ઉપર અઢેલીને બેઠી હતી. રત્નજડિત વીંટીઓવાળી આંગળીઓ ત્હેના ગૌરવર્ણમાં વિશેષ ઉમેરો કરતી હતી. ત્હેના શરીરપર એક ડાઘ સરખોપણ જણાતો ન હતો. ટુંકામાં તે સ્ત્રી એક સ્ત્રીસૌંદર્યના સર્વોત્કૃષ્ટ આદર્શરૂપ હતી. પરંતુ આ બધી બહારની ટાપટીપના દેખાવ નીચે ત્હેના ચહેરા પર એવી તો ફીક્કાસ હતી કે ચિકિત્સા કરનાર કુશળ મનુષ્યને સહજ જાણવામાં આવે કે આનું શરીર બહારથી સફેદ કબરસ્તાન (જે ઉપરથી સુશોભિત પણ અંદર મડદાના હાડકા અને ગંદકીથી ભરેલ હોય છે.) ના જેવું છે. તે વખતે એક ડાકટર લક્ષ્મી બ્હેનના પિતાને કાર્ય પ્રસંગે મળવા આવેલ હતો. શેઠ સાથે કેટલીએક વાતચીત કર્યા પછી ડાકટરની દૃષ્ટિ લક્ષ્મી તરફ વળી. ત્હેમના ચહેરાની ફીક્કાસ જોતાંજ પ્રશ્ન કર્યો કેઃ—

લક્ષ્મીબ્હેન ! તબીયત તો સારી છે, ની ?

લક્ષ્મીબ્હેન—ડાકટર સાહેબ ! હા...............તબીયત તો ડીક છે. પણ..............

ડાકટર—પણ.............એટલે શું ? આગળ બોલતાં બોલતાં કેમ અટકી ગયાં ?

લક્ષ્મીબ્હેન—બોલતાં અટકી જવાનું કારણ કે આપ એક કુશળ વૈદ્ય છો. માટે તમેજ કહોની કે મારૂં શરીર સરોગ કે નીરોગ છે ?

ડાકટર—બ્હેન ! તમારા મુખના ચહેરા ઉપરથી હું સારી રીતે અનુમાન કરી શકું છું કે તમને અજીર્ણનો રોગ હોવો જોઈએ. અર્થાત્ અન્ન પાચન ન થાય, ઝાડા નરમ આવે. અંગમાં આળસ સાથે કળતર થવા પામે, વિગેરે ચિન્હો થવા જોઇએ.

લક્ષ્મીબ્હેન—તમારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે.

એ વાતચિતનો પ્રસંગ ચાલતો હતો, તેવામાં સુમતિચંદ્ર શેઠનો એક નોકર (સાથી) જે ખેતીવાડીના કામ માટે રાખવામાં આવેલ છે; તેનો બ્હારથી દેખાવ એક ગામડાના રોંચા જેવો હતો. તેને કાંઇપણ કામ વિના બેસી રહેવું ગમતું જ નહિ. આ ઉપરથી તેને જેનાર એમ માની શકે કે આ આખા વર્ષમાં એકાદ દિવસ ભાગ્યેજ ન્હાતો હશે ! તેના હાથના કાંડા ઉપર તેમજ ગળાના ભાગમાં મેલ જામેલો

હતો. નખ પણ વધેલા જોવામાં આવતા; એ વગેરે અસ્વ-
ચ્છતાના ચિન્હો જણાતા હતા. પરંતુ શુદ્ધ અને સત્ત્વમય
બનેલું ગુલાબી સ્વચ્છ લોહી તેનામાં વહેતું હતું, તેનું શરીર
સુદ્રઢ બાંધાવાળું હતું, તેની ગરદનની બન્ને બાજુએ ધબ-
કતી રકત વાહિનીઓ (નસો)માં ઉછળતું રૂધિર નજરે પડતું
હતું. સાદું ભોજન, અંગની મહેનત અને સ્વચ્છ હવા વગે-
રેના સેવનથી અજીર્ણ રોગનું નામ નીશાન પણ જ્હેનામાં
જોવામાં આવતું નહિ. તે માણસ લક્ષ્મીબ્હેનને ફુલની
છાબડી હાથમાં આપવા લાગ્યો. પરંતુ લક્ષ્મી બ્હેને તેની
બહારની અપવિત્રતા દેખીને તિરસ્કાર ભરેલી દૃષ્ટિથી બડ-
બડવા લાગી કે આવા ગંદા માણુસના સંબંધમાં આવવું
કેટલું ભયંકર છે! વિશેષમાં મુખ મરડી નાકને સંકોચીને
ઉપહાસ્ય કરતી ડોકટરને કહેવા લાગી કે, જુઓ! આ માણ-
સના હાથ પગ વગેરે કેટલા મલીન છે.

ડાકટર—બ્હેન! તમારી બહારની અપવિત્રતા સાથે
તેમનો મુકાબલો કરી શકાય તેમ નથી. પણ તેમનું સુદ્રઢ
શરીર કેટલું કામ કરી શકે છે. તે જોવાનું છે. હું એમ નથી
કહેતો કે બહારથી કેવળ અપવિત્રજ રહેવું; પરંતુ તેમનું
શરીર સર્વ જાતના વિજાતીય મળથી રહિત છે.; અને તમારૂં
શરીર વિજાતીય મળથી ભરાઈ ગયું છે. જેનું પરિણામ
ભવિષ્યે ખરાબ આવવાનુંજ. આ સાંભળી લક્ષ્મી બ્હેન કહે-
વા લાગી કે વૈદ્યરાજ! ત્યારે કૃપા કરીને કંઈ ઉપચાર બતા-
વશો?

વૈદ્યરાજ —હા ...... હું ઉપાય બતાવીશ. જો કે હાલના કેટલાએક લાલચુ ડૉકટર-વૈદ્યો પોતાના બીલ તરફજ ખ્યાલ કરીને તમારા જેવી શાહુકાર પુત્રી પાસેથી મનમાન્યા પૈસા પડાવવાની ખાતર કૃત્રિમ ઉપચારરૂપ દવાના ડોઝ આપે; પરંતુ હું આપને નૈસર્ગિક ઉપચાર સૂચવું છું કે અજીર્ણ, જે સર્વરોગનું મૂળ છે, જો તેને સદંતર નાશ કરવો હોય તો પ્રાતઃકાલમાં ખુલ્લી સ્વચ્છ હવામાં ફરવું, સ્ત્રીને ઉપયોગી કસરત (પાણી ભરવું; દળવું, રસોઈ કરવી, છાશ કરવી, કાંતવું વગેરે પ્રવૃત્તિ ) કરવી, દીર્ઘશ્વાસ લેવા, ખોરાકી શુદ્ધ, સાદી અને સાત્વિક લેવી. તે પણ પ્રમાણોપેત, સ્વશરીર ઋતુ અને દેશને અનુકૂળ હોવું જોઈએ. અજીર્ણમાં ઉપવાસ રામબાણ ઉપાય છે, એ પણ ભૂલવું ન જોઈએ. કુદરતે આપણને સહજ ઉપચારો આપ્યા છતાં આજ કાલ ઘેર ઘેર નાની હોસ્પીટાલો જોવામાં આવે છે; અને વૈદ્યો કે ડૉકટરનો આશ્રય લેવામાં આવે છે ! આજથી થોડા સમયપર ઘેર ઘેર વૃદ્ધા સ્ત્રીઓ અને પુરૂષો ઘરગત્તુ ઉપાયો જાણતા હતા; અને સ્વદેશમાં ઉત્પન્ન થતી સાદી વનસ્પતિઓથી બનેલી કાષ્ઠિક દવાઓથી કામ ચલાવતા હતા. પરંતુ આજકાલ તો તે પણ વિદ્યા પ્રાયઃ નષ્ટ થવા પામેલ છે.

વૈદ્યો-ડૉકટરો વિશેષ વધવાથી રોગો પણ વધવા પામેલ છે, એમ વિચારકોને અનુભવાય છે. આ હકીકત સાંભળી લક્ષ્મી બ્હેને ડૉકટરને કહ્યું કે ખરેખર તમે મને સાચી સલાહ આપી છે. ધન્યવાદ છે આપ જેવા સત્ય બોલનાર પ્ર-

હતો. નખ પણ વધેલા જોવામાં આવતા; એ વગેરે અસ્વચ્છતાના ચિન્હો જણાતા હતા. પરંતુ શુદ્ધ અને સત્ત્વમય બનેલું ગુલાબી સ્વચ્છ લોહી તેનામાં વહેતું હતું, તેનું શરીર સુદ્રઢ બાંધાવાળું હતું, તેની ગરદનની બન્ને બાજુએ ધબકતી રક્ત વાહિનીઓ (નસો)માં ઉછળતું રૂધિર નજરે પડતું હતું. સાદું ભોજન, અંગની મહેનત અને સ્વચ્છ હવા વગેરેના સેવનથી અજીર્ણ રોગનું નામ નીશાન પણ જ્હેનામાં જોવામાં આવતું નહિ. તે માણસ લક્ષ્મીબ્હેનને ફુલની છાબડી હાથમાં આપવા લાગ્યો. પરંતુ લક્ષ્મી બ્હેને તેની બહારની અપવિત્રતા દેખીને તિરસ્કાર ભરેલી દૃષ્ટિથી બડબડવા લાગી કે આવા ગંદા માણસના સંબંધમાં આવવું કેટલું ભયંકર છે! વિશેષમાં મુખ મરડી નાકને સંકોચીને ઉપહાસ્ય કરતી ડોકટરને કહેવા લાગી કે, જુઓ! આ માણસના હાથ પગ વગેરે કેટલા મલીન છે.

ડોકટર—બ્હેન! તમારી બહારની અપવિત્રતા સાથે તેમનો મુકાબલો કરી શકાય તેમ નથી. પણ તેમનું સુદ્રઢ શરીર કેટલું કામ કરી શકે છે. તે જોવાનું છે. હું એમ નથી કહેતો કે બહારથી કેવળ અપવિત્રજ રહેવું; પરંતુ તેમનું શરીર સર્વ જાતના વિજાતીય મળથી રહિત છે.; અને તમારૂં શરીર વિજાતીય મળથી ભરાઈ ગયું છે. જેનું પરિણામ ભવિષ્યે ખરાબ આવવાનુંજ. આ સાંભળી લક્ષ્મી બ્હેન કહેવા લાગી કે વૈદરાજ! ત્યારે કૃપા કરીને કંઈ ઉપચાર બતાવશો?

વૈદરાજ —હા ...... ...... હું ઉપાય બતાવીશ. જો કે હાલના કેટલાએક લાલચુ ડૉક્ટર-વૈદ્યો પોતાના બીલ તરફજ ખ્યાલ કરીને તમારા જેવી શાહુકાર પુત્રી પાસેથી મનમાન્યા પૈસા પડાવવાની ખાતર કૃત્રિમ ઉપચારરૂપ દવાનો ડોઝ આપે; પરંતુ હું આપને નૈસર્ગિક ઉપચાર સૂચવું છું કે અજીર્ણ, જે સર્વરોગનું મૂળ છે, જો તેને સદંતર નાશ કરવો હોય તો પ્રાતઃકાલમાં ખુલ્લી સ્વચ્છ હવામાં ફરવું, સ્ત્રીને ઉપયોગી કસરત (પાણી ભરવું, દળવું, રસોઈ કરવી, છાશ કરવી, કાંતવું વગેરે પ્રવૃત્તિ ) કરવી, દીર્ઘશ્વાસ લેવા, ખોરાકી શુદ્ધ, સાદી અને સાત્વિક લેવી. તે પણ પ્રમાણોપેત, સ્વશરીર ઋતુ અને દેશને અનુકૂળ હોવું જોઈએ. અજીર્ણમાં ઉપવાસ રામબાણ ઉપાય છે, એ પણ ભૂલવું ન જોઈએ. કુદરતે આપણને સહજ ઉપચારો આપ્યા છતાં આજ કાલ ઘેર ઘેર નાની હૉસ્પીટાલો જોવામાં આવે છે; અને વૈદ્યો કે ડૉકટરનો આશ્રય લેવામાં આવે છે ! આજથી થોડા સમયપર ઘેર ઘેર વૃદ્ધા સ્ત્રીઓ અને પુરૂષો ઘરગત્તુ ઉપાયો જાણતા હતા; અને સ્વદેશમાં ઉત્પન્ન થતી સાદી વનસ્પતિઓથી બનેલી કાષ્ઠિક દવાઓથી કામ ચલાવતા હતા. પરંતુ આજકાલ તો તે પણ વિદ્યા પ્રાયઃ નષ્ટ થવા પામેલ છે.

વૈદ્યો-ડૉકટરો વિશેષ વધવાથી રોગો પણ વધવા પામેલ છે. એમ વિચારકોને અનુભવાય છે. આ હકીકત સાંભળી લક્ષ્મી બ્હેને ડૉકટરને કહ્યું કે ખરેખર તમે મને સાચી સલાહ આપી છે. ધન્યવાદ છે આપ જેવા સત્ય બોલનાર પ્ર-

માણિક ડોકટરને. તમો વૈદ્યનો ધંધો કરવા છતાં સ્વાભાવિક ઉપચારોનું સૂચન મને કર્યું. આજથી હું એ સૂચનાને માન આપી તે પ્રમાણે વર્તવા પ્રતિજ્ઞા કરૂં છું; અને તમારો મહાન ઉપકાર આભાર સાથે માનું છું. છેવટે ડોકટરે જવાની રજા માંગી; અને પોતાને ઘેર ગયા. લક્ષ્મીબ્હેને ઉપર્યુક્ત નિયમાનુસાર વર્તન કરવાથી સુદ્રઢ અને નીરોગી પોતાનું શરીર બનાવ્યું; અને એક આદર્શરૂપ સ્ત્રીનું જીવન ગાળવા પ્રયત્ન કર્યો.

બંધુઓ ! ઉપરના દ્રષ્ટાંતથી આપ જાણી શકયા હશો કે અજીર્ણથી શરીરની શી-પાયમાલી થવા પામે છે. ઉપલક દ્રષ્ટિએ શરીર સુશોભિત દેખાતું હોય પણ તે કબરસ્તાનના ઉપનામને લાયક બને છે. માટે જે જે અજીર્ણ થવાના કારણો આ કર્ત્તવ્યમાં જણાવેલ છે તેનો ત્યાગ કરવો. ખરેખર કેટલા એક (તાવ વગેરે) રોગોને આપણેજ આમત્રંણ આપીએ છીએ. અને પછી કર્મનો દોષ કાઢવા મંડી જઈએ છીએ. અલબત, કેટલાએક મહારોગો (ભગંદર વગેરે) પૂર્વના વેદનીય કર્મના ઉદયથી થવા પામે છે. આજકાલ તો ઘેર ઘેર માંદગીના બિછાનાઓ નજરે પડે છે. આનું કંઈપણ કારણ હોય તો ખાનપાન વગેરેની પ્રવૃત્તિમાં વિવેક શૂન્યતા અને નૈસર્ગિક નિયમનું અપાલન છે. માટે જેમ બને તેમ અજીર્ણમાં ભોજનનો ત્યાગ કરવો; એ આપણું કર્ત્તવ્ય છે.

## અભ્યાસ પાઠ ૫ મો.

૧ ખરી રૂચી વિના ભોજન ન કરવું.
૨ ન પચે તેવો ભારે ખોરાક ખાવો નહિ.
૩ સ્વચ્છ હવા પાણી (ઉષ્ણ) નો બને તેટલો યોગ્ય લાભ લેવો.
૪ સામાન્ય કસરત કરવી, અથવા હેરવું ફરવું.
૫ હાલતાં ચાલતાં જે તે ખાવું નહિ.
૬ માંદગીના પ્રસંગે માનસિક ચિંતા કરવી નહિ, પણ નીરોગતાના વિચારો કરવા.
૭ આહાર-વિહારમાં નિયમિત રહેવું.
૮ અજીર્ણ ટાળવા માટે ઘરગતુ ઉપાયો યોજવા.
૯ અજીર્ણ સર્વ રોગનું મૂળ કારણ છે.
૧૦ અજીર્ણમાં ઉપવાસ રામબાણ ઉપાય છે.
૧૧ બ્હારની ચોખ્ખાઈ અને ટાપટીપ કરવા કરતાં શરીરને અંદરથી ચોખ્ખું રાખવા ખાસ કાળજી રાખવી.

---

## કર્ત્તવ્ય છઠ્ઠું. નમ્રતા.

સુજ્ઞ મહાશયો! પાંચમાં વ્યાખ્યાનમાં અજીર્ણનો ત્યાગ એ વિષય ચર્ચવામાં આવ્યો હતો. કારણ કે અજીર્ણ ન થવાથી શરીર પ્રાય: નીરોગ રહેવા પામે છે. જહેમનું

તંદુરસ્ત શરીર હોય છે તેમનું મન પરમ આનંદ અને શાન્તિ સાથે નિરોગ હોય છે. મન નીરોગ હોવાથી તેમનું મગજ ઉશ્કેરાઈ જવા પામતું નથી; અને તુંડમીજાજી પણ તે બન તો નથી, અથાત્ નમ્ર-વિનિત થવા પામે છે. મતલબ કે શરીર અને મન નીરોગ હોવાથી હૃદયમાં સારા વિચારો ઉદ્ભવે છે. સારા વિચારોથી સદ્ગુણની પ્રાપ્તિ થાય છે. ત્યારે માણસે અવશ્ય પ્રથમ નમ્ર બનવું જોઇએ. સામાન્ય મનુષ્યો પણ નમ્રતાથી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી મહાન્ વિકટ કાર્ય પણ સહજમાં સિદ્ધ કરી શકે છે. આ ગુણ વ્યવહારિક અને ધાર્મિક કાર્ય પાર પાડવાની ખરી ચાવીરૂપ છે. નમ્ર પુરૂષો પરમાર્થ કાર્યમાં પોતાની જિંદગીનું સાફલ્ય માને છે; અને સર્વ મનુષ્યો તેના તરફ પ્રેમથી જુવે છે. નમ્રતાથી મનુષ્ય સદવિદ્યા, સદવર્ત્તન અને વૈભવને મેળવી તેનો ખરો ઉપયોગ કરવા ભાગ્યશાળી નીવડે છે. ઉછાંછળા અને અકુલીન મનુષ્યો ગર્વાંધ બની તાડના ઝાડની પેઠે વધે છે. અર્થાત્ "અંદર પોલ ઉપર ડમડોળ" છેવટે પરિણામ શુન્યજ. પણ ખરા કુલીન પુરૂષો આંબાના ઝાડની પેઠે વૈભવાદિથી વૃદ્ધિંગત થતાં છતાં નમ્ર થઈ પોતાના આત્મબંધુના અભ્યુદયાર્થે સ્વજીવન અપર્ણ કરે છે. કોઈપણ વ્યક્તિનું આર્થિક, વ્યવહારિક કે પારમાર્થિક પરતંત્રતા વગેરે દુઃખો દેખીને વિનીત પુરૂષનું હૃદય કુસુમ જેવું કોમળ બનવા પામે છે; અને આત્મિક સ્વતંત્રતા અને સ્વપર હિતાવહ કર્ત્તવ્ય પ્રસંગે અંતઃકરણ વજ્ર જેવું મજબુત પણ થવા પામે છે. કોમળપણું વધવાથી

ભક્તિપરાયણ થવાય છે; અને મન સદ્કાર્યમાં પ્રેરાય છે. તેથી તેનાં મીઠાં ફળ પોતે ચાખે છે; અને બીજાને ચખાડવા શક્તિમાન થાય છે. નમ્રતાથી શૌર્ય, ધૈર્ય, ગાંભીર્ય અને ઉત્સાહ વગેરે ઉત્તમ ગુણોની ઝાંખી કરી શકાય છે.

નમ્રતા એ લઘુતાનું પ્રથમ સ્વરૂપ છે. છેવટમાં તે લઘુતા—સેવકવૃત્તિ સંપૂર્ણપણે પ્રાપ્ત થાય છે. સેવક થયા પછીજ સેવ્ય થઈ શકાય છે. લઘુતા એ અંતઃકરણનું પરિણામ છે. પરંતુ વચનજાળમાં નકલી લઘુતા દાખવવી એ તો આત્મ—ખુન કરવા બરોબર છે. લઘુતાથી સર્વ પ્રત્યે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થવા પામે છે. બાબુ કેશવચંદ્રસેન વિષે એક દાખલો નોંધાયો છે કેઃ—

એક વખત તેઓ પોતાના મકાનમાં બેઠા હતા; ત્યાં એક યુરોપીયન અમલદાર મળવા આવ્યો. જેહેનો યથાયોગ્ય સત્કાર કર્યા પછી તે અમલદાર એકદમ બોલી ઉઠયો કે “બાબુસાહેબ! આપના દરવાજાપર બેઠેલા વૃદ્ધ પુરૂષે મારૂં અપમાન કર્યું; કારણ મારો ઘોડો ઝાલી રાખવા તેણે આનાકાની કરી. માટે આવા માણસો આપ જેવા સદ્ગૃહસ્થને ત્યાં ન છાજે.” આ વાકયથી બાબુ કેશવચંદ્રસેનની મુખમુદ્રા ફીક્કી પડી; અને વિચાર કર્યો કે દરવાજાપર કોઇ નોકર બેસાડેલો નથી. માટે તે પુરૂષ કોણ હશે ? તે હકીકત શંકાસ્પદ જણાતાં તરતજ ત્યાંથી બહાર નીકળી યુરોપીયન અમલદાર સાથે દરવાજાપર આવ્યા. તો પોતાના પૂજ્ય વૃદ્ધ પિતાશ્રીને ઘોડો ઝાલી ઉભેલા જોયા. આ જોતાંજ પેલા અમલ-

દારને કહ્યું કે "આ તો મારા પૂજ્ય પિતાશ્રી છે." આ શબ્દ સાંભળી તે અમલદાર અતિ ઝંખવાણો; અને નમ્રતાથી થયેલી બેઅદબી માટે માફી માગવા લાગ્યો. ભાણુએ નમ્રતાથી શાંત પાડી કહ્યું "તમે અજાણ્યા જેથી આ બનાવ બન્યો. પણ હવેથી આવી તુંડાઇ ન વાપરતાં નરમાશ રાખશો." એવી ભલામણ કરી. ત્યારપછી તે અમલદાર અતિ નમ્ર થયો.

વ્હાલાઓ! નમ્રતા યાને લઘુતા એ ઉત્તમ ગુણને ખાસ કેળવવાની જરૂર છે. એક નમ્ર માણસના પરિચયથી ચાહે તેવો તુંડમીજાજી કે ઉચ્છૃંખલ હોય તે પણ વિનીત અને કોમળ બનવા પામે છે. માટે હમેશ નમ્રતા ધારણ કરવી એ પ્રભુતા મેળવવાનો પ્રથમ સોપાન છે. પરંતુ તે નમ્રતા અંતઃકરણથી હોવી જોઇએ; અને તેને પ્રસંગ પરત્વે અમલમાં મૂકવી જોઇએ. કેવળ વાણી-વિલાસથી કોઇપણ વળે તેમ નથી. માટે નમ્રતા ધારણ કરવી.

## અભ્યાસ પાઠ છઠ્ઠો.

૧ નમ્રતાથી લોકપ્રિય થવાય છે.

૨ નમ્રતાથી સર્વ યોગ્ય કાર્યો સફળ થવા પામે છે.

૩ નમ્રતામાં પ્રસંગે માનનો પણ ત્યાગ કરવો પડે છે.

૪ નમ્રતાથી જીવન સુખમય થાય છે.

૫ નમ્રતાથી સહિષ્ણુતા (સહન શક્તિ) મેળવી શકાય છે.

૬ નમ્રતાથી અમે તેવા કટ્ટા શત્રુને મિત્ર બનાવાય છે.

૭ નમ્રતાથી પ્રભુતા સાંપડે છે.
૮ નમ્રતા એ લઘુતાનું પ્રાથમિક સ્વરૂપ છે,
૯ લઘુતાથીજ સેવાપરાયણ બની શકાય છે.

ત્રોટક.

લઘુતા ધરતાં સુખ શાંતિ મળે, સહુ ક્લેશ ટળે નિજ ટેક પળે.
જગમાં યશ થાય ઘણોજ નક્કી, લઘુતા ગુણથી શુભ કાર્ય વકી. ૧
વિધુ બીજ તણો લઘુતા ધરતો, પણ તે દિલડાં સહુનાં હરતો;
જન વૃંદ મળી નીરખે હરખે, પણ પૂનમ ચંદ્ર ન જોઇ સખે ! ૨
પ્રમદા સમુદાય મળી શિશુને, નિજ ગોદ વિષે પ્રણયે ધરીને;
શુભ કેલિ કરે નૃપરાણી કને, પણ યુવકનો શિરચ્છેદ બને. ૩
પગ પૂજન થાય સદા જગમાં, કર કે શિરનું નવ થાય કદા;
મહિમા સહુએ લઘુતાજ તણો, ઇહ લોક વિષે મમ બંધુ ! ગણો. ૪

## કર્ત્તવ્ય ૭ મું. સત્સંગતિ.

વ્હાલા બંધુઓ ! ગત વ્યાખ્યાનમાં નમ્રતા સંબંધે કહેવામાં આવેલું આજે સત્સંગતિ વિષે બોલવાનું છે. સત્સંગતિથી નમ્ર–સેવાપરાયણ થવાય છે. શુદ્ધ અંતઃકરણથી એક ક્ષણવારની સત્સંગતિ મહાફળને આપે છે. સત્સંગતિરૂપ પારસમણિ લોઢારૂપ મનુષ્યને કંચન–શુદ્ધ પરમાત્મા સ્વરૂપ બનાવે છે. પરંતુ તે સોણત-પુષ્પ અને મધુકરના જેવી હોવી જોઈએ, નહિ કે દેડકા જેવી. સરોવરમાં કમળની સાથે દેડકાં

દિવસ અને રાત્રિએ સદા રહે છે; છતાં પુષ્પમાંથી સુગંધ કે મકરંદને ગ્રહણ ન કરતાં તેને ઉલટા ખુંદી કરી વિષ્ટા વગેરેથી બગાડી જાય છે. પરંતુ ભમરાઓ દૂરથી આવીને ફુલમાંથી લાભ મેળવી તેની શોભામાં વધારો કરે છે.

મનુષ્ય માત્રને સ્વદેશ કે વિદેશમાં અનેક પ્રસંગે જુદા જુદા સ્વભાવવાળા વિવિધ મનુષ્યના સમાગમમાં આવવું પડે છે. જેથી "સોબત તેવી અસર." એ કહેવત મુજબ જેવા જેવા ગુણ સ્વભાવ કે રીતિ નીતિની પ્રવૃત્તિવાળા માણસનો મેળાપ (સોબત) થાય, તેવા તેવા ગુણ સ્વભાવ વગેરેની પ્રવૃત્તિ આપણી પ્રકૃતિમાં પ્રકાશવા માંડે છે; છેવટે તે પ્રમાણે ક્રિયામાં મુકાય છે. માટે જ્હેની ઉત્તમ પ્રતિષ્ઠા, ન્યાયપૂર્વક પ્રવૃત્તિ અને પ્રમાણિકતા જાહેર છે; તેમજ જે પુરૂષો ધર્મ, જનસમાજ કે દેશસેવા માટે તન, મન, અને ધનનો ભોગ આપવામાં પાછી પાની નથી કરતા, તેવી પ્રવૃત્તિવાળા મનુષ્યો સાથે નિરંતર સમાગમ કરવા થકી અનેક મનોવાંછિત શુભ કાર્યો શીઘ્ર થવા પામે છે. એક ક્ષણવારના સત્સંગથી જે અમૂલ્ય લાભ મળે છે, તેવો ઉત્તમ લાભ બીજેથી ભાગ્યેજ મળી શકે છે; બલકે નજ મળી શકે. જેમ સ્વચ્છ હવા–પાણીના સેવનથી શરીર નીરોગી અને તેજસ્વી બને છે; તેમ સત્સંગતિના સેવનથી મનુષ્ય પ્રભાવશાળી બને છે. સારી સંગત આ સંસાર સમુદ્રમાં નિર્વિઘ્ને મુસાફરી કરવામાં ઉત્તમ જહાજ સમાન છે. સત્સંગતિથી શારીરિક–માનસિક કે

અધ્યાત્મિક લાભ મળી શકે છે. જેમ મહાત્માના ચરણ સ્પર્શથી પવિત્ર થયેલ ધુળ જેવી સામાન્ય ગણાતી વસ્તુને પણ રાજા–મહારાજા મસ્તકે ચડાવે છે; તેમજ સામાન્ય મનુષ્ય સત્સમાગમના પ્રભાવથી ઉચ્ચદશા પ્રાપ્ત કરે છે. ઉત્તમ પુરૂષના પરિચયથી દુરાચાર (પાપ–પ્રવૃત્તિ)થી બચવાની સાથે યશ, બહુમાન, પ્રતિષ્ઠા અને વૈભવનો વિશેષ લાભ મળે છે; અને તે વ્યક્તિ સ્વ–પરનો અનેકધા ઉદ્ધાર કરી શકે છે. ઉત્તમ સોબતથી મનુષ્ય વ્યવહારિક તથા પારમાર્થિક કાર્યો કરવા શક્તિમાન્ થઇ, સ્વજીવનયાત્રા સફળ કરી શકે છે.

એક વિષ્ણુચંદ્ર નામે શાહુકાર ઘણા પરિવારવાળો અને ધનાઢ્ય હતો. તે એક મોટો વ્યાપારી ગણાતો. ઘણા મુનીમો વગેરે તેમની વખારે કામ કરનારા હતા. વિષ્ણુચંદ્ર શેઠ ઘણા વિચારક અને સ્વતંત્ર હતા. કોઇપણ રાજકીય ધાર્મિક કે સામાજિક કાર્યમાં આગળ પડતો ભાગ લેતા અને રાજા સાથે કોઈ કોઇ વખતે ખાનગી મળવાનો તેમને પ્રસંગ પ્રાપ્ત થતો. તે પોતાના સ્વતંત્ર વિચારોનો પડઘો પાડવા ક્યારે પણ પાછી પાની કરતા નહિ. સ્વધર્મ, જ્ઞાતિ કે દેશના અભ્યુદય માટે નિડરતાપૂર્વક વિચાર સ્વાતંત્ર્યની સાથે ઉચ્ચાર સ્વતંત્રતા પણ મેળવેલી હતી. તેમને ત્યાં ગૃહકુટુંબ વાસ્તે રસોઇ કરનાર ભદ્રક નામે રસોઇઓ હતો, તેને અક્ષરજ્ઞાન સામાન્ય રીતે હતું; તેમજ તે શેઠને ત્યાં એક વિનીત નામે ગોવાળ હતો, તે શેઠના ઘરની ગાયો ભેંસો

ચારતો; અને સારી રીતે ઢોરની સંભાળ રાખતો. એ બન્નેમાં કુદરતી રીતે કેટલાએક સદ્‌ગુણો હતા. તે બન્ને નોકરો રાત્રિએ એક ઓરડામાં સૂતા, અને નિંદ્રા આવતાં સુધી પરસ્પર યથેચ્છિત વાતો કરતા. શેઠ પણ નવરાશ મળે ત્યારે બન્નેના સૂવાના ઓરડામાં જતા, કુશળ સમાચાર પૂછતા, અને પ્રસંગે ટૂંકી અને સાદી શીખામણ સાથે હૃદય પરિક્ષા વગેરે ગુણોની ઉંચા પ્રકારની શિક્ષા આપતા. તેઓ પોતાના સહજ સદ્‌ગુણને લઈને સાંભળેલી શીખામણો પૈકી કેટલીએક શીખામણો અમલમાં મૂકતા. એક વખત શેઠ કંઈ કાર્ય પ્રસંગે બીજે ગામ જવાના હતા; તેથી પોતાના બીજા નોકરને સાથે લઇ ગયા. પાછળથી તે શેઠનો એક મુખ્ય મુનિમ રાત્રિના સમયે શેઠને ઘેર દુષ્ટ વિચારથી આવ્યો; અને શેઠાણીને આવું અપવું સમજાવ્યું કેઃ—શેઠ ગામટે જતાં રસ્તામાં આપણા રાજા મળ્યા, પરસ્પર શેઠ સાથે રાજ્ય અને સામાજિક વિષયની વાતચીત થતાં; શેઠે પોતાના સ્વતંત્ર—સત્ય વિચારો-સિદ્ધાંતો કહ્યાં. છતાં તેને રાજ્યવિરૂદ્ધ માની લઈને રાજાએ તેજ વખતે શેઠ તથા તેમની સાથેના માણસને પકડાવી લીધા છે. માટે તેમને છોડાવવા કાંઈક નાણાંની અત્યારે જરૂર છે; જેથી તેજુરીની કુંચી આપો કે જોઈતા નાણાં લઈ શેઠને છોડાવવા હું એકદમ જાઉં. આ સાંભળી પતિભક્ત–પરાયણ સુશીલા સ્ત્રી ઝટ ચાવી આપવા તયાર થઈ. તે પ્રસંગે ભદ્રક રસોઈઓ ઘરમાંજ હતો, તે આ હકીકત સાંભળીને ઉતાવળો દોડી આવ્યો અને પેલા દુષ્ટ

ઇચ્છાવાળો મુનીમના સામું જોઈ રહ્યો, જાણે હેના હૃદયનું નિરીક્ષણ કરતો હોયની ? જોતાં જોતાં હેને મુનીમનો ચહેરો કપટયુક્ત જાળથી છવાએલો જણાયો. તેજ વખતે રસોઈઆએ મુનીમને કહ્યું કે આવો ખેદ ઉપજાવનારા ખબર ત્હેને કોણે આપ્યા ? ચાલો આપણે ત્યાં જઈ તપાસ કરીએ. પરંતુ મુનીમ તરફથી એકે પ્રશ્નનો સ્પષ્ટ પ્રત્યુત્તર ન મળ્યો. આથી રસોઈયાના મનમાં વધારે ચોક્કસ થયું કે નક્કી [illegible] પ્રપંચ જણાય છે, એટલામાંજ એક નોકરે આવી શેઠાણીને ખબર આપ્યા કે શેઠના પ્રિયમિત્ર અને પ્રધાનજી શેઠને કંઈ કારણસર મળવા આવ્યા છે; તે પડખેના [illegible] બેઠેલા છે. તેઓ પૂછાવે છે કે શેઠ ક્યાં ગયા છે ? પ્રથમ મળેલા દુઃખદ સમાચારથી શેઠાણી [illegible] ગયેલા, જેથી કંઈ જવાબ આપી શક્યા નહિ. [illegible] ચાલાક રસોઈયો દોડતો પ્રધાનજી પાસે ગયો અને મુનીમની કહેલી વાત તથા પોતે કરેલી [illegible] જણાવી. આ હકીકત સાંભળતાં પ્રધાનજી [illegible] પામતાં તરતજ શેઠના ઘરમાં આવીને શેઠાણીને [illegible] હકીકત [illegible] તે પ્રપંચી મુનીમને પકડાવી [illegible] સ્વાધીન કર્યો. પછી શેઠાણીને આશ્વાસન આપી કહ્યું કે:—આમ [illegible] ઉદાસ થાઓ છો ? મુનીમની [illegible] તદ્દન [illegible] શેઠજી અને હું બન્ને [illegible] દરબારગઢમાં [illegible] પડેલા છીએ. આજે શેઠજી [illegible] શહેરની [illegible]

વ્યાજ [illegible] પ્રધાને [illegible] વિશેષ [illegible]

તેણે પ્રપંચ કર્યો છે એમ જણાતાં મંત્રિએ ખાસ દબાણ કરીને પૂછ્યું કે આ મહાન્ પ્રપંચ કરવાનું શું કારણ? છેવટે મુનીમે ન છુટકે કહ્યું કે:—મ્હારો ઈરાદો શેઠની તેજુરીમાંથી અમુક રકમ ઉચાપત કરી તત્કાળ વિદેશે ગમન કરવાનો હતો. પણ મારા કમનશીબે આ ચતુર રસોઈયાએ મ્હારા હૃદયને સારી રીતે ઉકેલ્યું; અર્થાત્ મારા ચહેરા પરથી પ્રપંચજાળ જોઈ લીધી. અંતે મ્હારા પાપનો ઘડો ફૂટ્યો. ફરીથી દિવાનજીએ પૂછ્યું કે:—આવો હલકો વિચાર ત્હમારા જેવા એક મુનીમની પદવીને ધારણ કરનાર મનુષ્યને ઉત્પન્ન થયો, ત્હેનું કાંઈ ખાસ કારણ હોવું જોઈએ. ત્યારે ત્હેણે શરમાતાં જણાવ્યું કે:—પ્રધાનજી! 'જેવો સંગ તેવો રંગ.' એ કહેવત પ્રમાણે મ્હને કેટલાએક જુગારીયાની કુસંગત થવા પામી અને હું પણ જુગટે રમવા લાગ્યો. ગઈકાલે જુગારમાં ઘરવખરો હારી ગયો જેથી આવું અનિષ્ટ અને શેઠના દ્રોહરૂપ અનુચિત કાર્ય મ્હેં કર્યું. તેથી મ્હારા હૃદયમાં અત્યંત પશ્ચાતાપ થાય છે. ફરીથી આવું કાર્ય ન કરવાની તેમજ ખરાબ સોબત પણ ન કરવા માટે પ્રતિજ્ઞા કરૂં છું. આ હકીકત સાંભળીને પ્રધાનને આશ્ચર્ય થયું કે આ રસોઈનો કરનાર સામાન્ય માણસ આટલી હદે પરીક્ષક સ્થીતિ શી રીતે પ્રાપ્ત કરી શક્યો! મંત્રિએ રસોઈયાને પૂછ્યું કે તેં માણસના હૃદય અને કપટજાળને જાણવાની આટલી શક્તિ ક્યાંથી પ્રાપ્ત કરી છે? ત્યારે રસોઈયાએ જણાવ્યું કે:—શેઠ શ્રી અમને (નોકરોને) વારંવાર અવ-

ક્રોશ સમયે હૃદય પારખવાની–મનુષ્ય પ્રત્યેના વર્તનની, જનસમાજ સેવાની, તેમજ હરેક પ્રકારે સારીસ્થિતિ અને દરજ્જો કેમ મેળવી શકાય એ વગેરેની યોગ્ય શિક્ષા આપતા; એટલુંજ નહિ પણ પોતાના સદ્‌વર્ત્તનથી અમારા અંતઃકરણમાં ઉંડી છાપ પાડતા. આ પરથી પ્રધાને સાશ્ચર્ય પ્રસન્ન થઈ સત્સંગતિના વધારે ફાયદા સંક્ષેપતઃ બતાવી વધારે પ્રમાણમાં અમલમાં મૂકવા યાને તમામ કાર્યમાં તેનો સદુપયોગ કરવા સૂચના કરી. આ હકીકત જે વખતે બનેલી તેજ વખતે કોઈક શેઠના સ્નેહીને ખબર મળતાંજ તરત જે ગામે શેઠ જવાના હતા તેજ ગામને રસ્તે જતાં વચમાંજ શેઠ મળ્યા; અને મુનીમની હકીકત જણાવી. જેથી શેઠ અધવચમાંથીજ પાછા ફરીને ઘેર આવ્યા. ત્યાં પ્રધાન વગેરેને મળી સઘળી હકીકત વિસ્તારથી સાંભળી અને જાણી. તરતજ શેઠે પ્રધાનને કહ્યું કે મુનીમને મુક્ત કરવો જોઈએ. જો કે ગુન્હેગારને હું ખોટી દયા કરી છોડાવવા માગતો નથી, પરંતુ ત્હેણે હૃદયથીજ શિક્ષા ( પશ્ચાતાપ રૂપ ) સ્વીકારેલ છે; માટે એજ ખરી શિક્ષા છે. " ગુન્હેગારોને ફટકા, દંડ કે દેહાંત વગેરેની શિક્ષા આપવા કરતાં ત્હેમનાંજ હૃદયમાં પોતાનો ગુન્હો સ્વતઃ સ્હમજાય અથવા ત્હેને સ્હમજાવવાથીજ ભવિષ્યે પુનઃ તેવી પ્રવૃત્તિ કરતાં તે અચકાય એજ પ્રવૃત્તિ જો સ્વીકારાય તો પ્રાયઃ ગુન્હા થવા નજ પામે. પ્રત્યક્ષ જોઈએ છીએ કે કાયદા અને સજા વધવાથી શું ગુન્હાનો પ્રમાણ ઓછો થવા પામ્યો છે ? " માટે ત્હેને બોલાવીને મુક્ત કરો.

આ ઉપરથી તત્કાળ મુનીમને બોલાવી મુક્ત કર્યો; પરંતુ અત્યંત શરમાયો. શેઠે મુનીમને સદ્વર્ત્તન સાથે, સત્સંગતિનો વિશેષ લાભ લેવા ખાસ સૂચના કરી અને મુનીમપદવી કાયમ રાખી. રસોઇયાને પણ રસોડાના તમામ કાર્યથી મુક્ત કરી સારી સ્થિતિએ પહોંચાડ્યો; જેથી ત્હેમનું ઐહિક-પારમાર્થિક જીવન ઉચ્ચ બનવા પામ્યું.

વ્હાલાઓ ! આપ જાણી શક્યા હશો કે એક રસોઇનો કરનાર માણસ સદ્ગુણી શેઠની સંગતથી પોતાની બુદ્ધિ યાને આત્મિક શક્તિનો કેટલો વિકાસ કરી શક્યો. માટે હમેશ સત્સંગતિ કરવી એજ આપણું ધ્યેય હોવું જોઇએ. સત્સંગતિ એ મનુષ્યનું ભાવી ઉચ્ચ જીવન બનાવવાનું મૂલ સાધન છે. સારી સંગતિ માટે હૃદયમાં નિરંતર ખંત રહેવી જોઇએ. તોજ સત્સંગતિ થવા પામે છે. તેનું ફલ એજ કે આપણાં જીવનમાં ઉચ્ચ પ્રકારનો અવનવો ફેરફાર થવોજ જોઇએ. ઓમ્ શાંતિઃ

## અભ્યાસ પાઠ ૭ મો.

૧ સત્સંગતિ બુદ્ધિની જડતા હરે છે, અને કુશળતા અર્પે છે.

૨ સત્સંગતિથી આપણો જીવનકાળ સુખમાં પસાર થાય છે.

૩ સત્સંગતિથી પરમાર્થિક સુખનો સરલ માર્ગ પ્રાપ્ત થાય છે.

[illegible] ગતિથી સર્વત્ર સુયશ ફેલાય છે.

૫ સત્સંગતિથી ઘણા વખતથી ઘર કરી રહેલા દુર્ગુણો દૂર થવા પામે છે.

૬ સત્સંગતિથી આર્થિક, શારીરિક, માનસિક અને અધ્યાત્મિક સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

૭ સત્સંગતિ પાપ–કાર્યથી દૂર રાખી પુણ્ય કાર્યમાં જોડી માનની ઉન્નતિ કરાવે છે.

૮ સોબત તેવી અસર અને સંગ તેવો રંગ.

૯ સામાન્ય મનુષ્ય સારી સોબતથી અનેક સદ્‌ગુણ પ્રાપ્ત કરી શકે છે.

## કર્ત્તવ્ય ૮ મું. ન્યાય સંપન્ન વૈભવ.

સુજ્ઞ શ્રોતાઓ ! ગત દિવસે સત્સંગતિ વિષે વ્યાખ્યાન કરવામાં આવેલું હતું. આજરોજ 'ન્યાય સંપન્ન વૈભવ' વિષે વિવેચન કરવાનું છે. જ્યારે જે મનુષ્ય સત્સંગતિ તરફ વળે છે, ત્યારે ત્હેને પ્રાથમિક સાધન તરીકે લક્ષ્મીની જરૂર પડે છે. આજીવિકાના અભાવે સત્સમાગમ મેળવવાનો અવકાશ પ્રાયઃ મળતો નથી. કારણ કે સાંસારિક જીવન ચલાવવા માટે નિરંતર અનેક ઉપાધિમાં જોડાવું પડે છે, ત્યારે લક્ષ્મી મેળવવાની ખાસ ગૃહસ્થોને જરૂર છે. પરંતુ તે દૈવી સંપત્તિ હોવી જોઈએ, તોજ સત્સંગતિની સાર્થકતા થવા પામે છે. કુડ,

કપટ કે વિશ્વાસઘાત કરી દ્રવ્ય મેળવવું એ પાશવવૃત્તિ કરતાં પણ હીણપત લગાડનારૂં કર્ત્તવ્ય કહી શકાય. માટે ન્યાય-વૃત્તિ પૂર્વક પ્રમાણિકતા અને સત્યતા જળવાય તે સ્થિતિએ દ્રવ્ય વૈભવ મેળવવો એજ સદ્‌કર્ત્તવ્ય છે.

દરેક ગૃહસ્થાશ્રમી મનુષ્યને પોતાના આશ્રિતોનું યોગ્ય રીતે ભરણ-પોષણ કરવા માટે અને વ્યવહારિક પ્રસંગે સાંસારિક જીવન ગાળવા નિમિત્તે થોડા યા વધતા પ્રમાણમાં ધનની જરૂર પડે છે. વળી વિદ્યાશ્રમ, ઔષધાલય, અનાથગૃહ અને હુન્નર-ઉદ્યોગ વગેરે પારમાર્થિક કાર્યોની વૃદ્ધિ કરવા માટે પણ ખાસ દ્રવ્યની આવશ્યકતા છે. જો ન્યાયપૂર્વક ધન સંપાદન કરેલ હોય તો અધિક આનંદમય જિંદગાની પસાર થાય છે. અનીતિ, પ્રપંચ, વિશ્વાસઘાત કે અણહક વૃત્તિ વગેરેથી મેળવેલું ધન આસુરી સંપત્તિ કહેવાય છે. જે મનને અપવિત્ર બનાવી અનેક દુરાચાર જેવા કે જુગાર-વ્યભિચાર, અભક્ષ્ય-ભક્ષણ વગેરેમાં પ્રવૃત્તિ કરાવે છે. કારણ દુનિયાની સાદામાં સાદી કહેવત છે કે " આહાર તેવો ઓડકાર. " મતલબ ઉપર જણાવેલા નિંદ્ય કારણો વડે મેળવેલા પૈસાના ઉપભોગથી તન અને મનને એક સરખી ખરાબ અસર થાય છે. લેવડ-દેવડ, વ્યાપારમાં, હિસાબ કે કિતાબમાં, તોલ-માપમાં, ક્રય-વિક્રય વગેરે દ્રવ્ય સંબંધી પ્રવૃત્તિમાં શરાફી રીતે યાને ન્યાયપૂર્વક વર્તન કરવાથી જે ધન મળે છે, તે દૈવી સંપત્તિ કહેવાય છે. તેવી લક્ષ્મીના ઉપભોગથી તન-મનને શાંતિ

સાથે સારી અસર થવાથી ગૃહકાર્ય શ્રેષ્ઠ પ્રકારે ચાલી શકે છે. તેમજ તે પૈસાનો સદ્વ્યય ઉત્તમ કેળવણી, જનસેવા, અને ધાર્મિક દયા, વગેરે કાર્યમાં કરી શકાય છે. ન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય વંશપરંપરાએ ચિરકાલ ટકવા પામે છે. એટલું જ નહિ; પરંતુ ભવિષ્યની પ્રજાને પણ સ્વોપભોગમાં ઉપયોગી થાય છે; અને પારમાર્થિક કાર્યો પણ તેનાવતી કરી શકાય છે.

સામાન્ય યા વિશેષ દ્રવ્યલાભના પ્રસંગે પણ પ્રામાણિકતા અને ન્યાયવૃત્તિને ખાસ જાળવવાની જરૂર છે. આ પ્રસંગે એક તાજેતર દાખલાની નોંધ લેવામાં આવે છે કેઃ—

પારીસના એક ઝવેરીએ પોતાનાં મુંબઈમાંના આડતિયા ઉપર કીંમતી ઝવેરાત વેચવા માટે મોકલ્યું. આડતિયાએ વેચાણ પ્રસંગે પ્રથમ શ્રીમદ્ રાજચંદ્ર કવિને બોલાવ્યા અને આવેલા હીરા—માણેક બતાવ્યા. કવિમાં એટલી ઉત્તમ પરીક્ષક શક્તિ હતી કે હરકોઈ હીરાને એકજવાર બરાબર જોઈ ચોક્કસ કીંમત આંકી શકતા. તે નિયમ મુજબ પોતાના હાથમાં આવેલ એક હીરાની છેવટમાં છેવટની યોગ્ય કીંમત પોતે મનમાં ધારી લીધી. પછી આડતિયાને પૂછ્યું કે આ હીરાની શી કીંમત લેશો ? આડતિયાએ પારીસથી આવેલા લખાણને આધારે છેવટમાં છેવટ જણાવેલ કીંમત કહી. શ્રીમદ્ રાજચંદ્રને આશ્ચર્ય થયું કે શું હું પરીક્ષા કરવામાં ભૂલ્યો ? જે ઉપરથી ત્હેમને બીજી વખત એ હીરો જોવાની પહેલીવારજ ફરજ પડી. ફરી તપાસતાં શ્રીમદ્‌ને

જણાયું કે મ્હેં પ્રથમ જે કીમ્મત ચોક્કસ કરેલ છે, તેટલીજ કીમ્મતનો આ હીરો છે; છતાં તે ઓછી કીમ્મત કેમ કહે છે? આમ છતાં પણ પોતાની ન્યાયપૂર્વક પ્રવૃત્તિ કરવાની ટેકમાં ખામી ન આવે તે માટે પોતે ચોક્કસ કરેલી કીમ્મત (જે આડતિયાએ બતાવેલી કીમ્મત કરતાં વિશેષ હતી તે) આપવા કહ્યું. આ સાંભળી વેચનાર આડતિયો અતિ ચકિત થયો; અને કવિશ્રીની સાહુકારી વૃત્તિના વખાણ કરવા લાગ્યો.

આ ઉપરથી ફલિત થાય છે કે કોઈ વસ્તુનો વેચનાર માણસ પોતે યોગ્ય કીંમતથી અજાણ હોય અને ઓછી કીંમત કહે તો પણ લેનાર ધણી જો તે વસ્તુની કીંમતનો જાણકાર હોય તો હેની ફરજ છે કે તેની થતી યોગ્ય કીંમત આપવા સૂચવવું; પણ સ્વાર્થવૃત્તિને તાબે થઈ તે અજાણ્યા માણસ પાસેથી ઓછી કીંમતે વસ્તુ પડાવી લેવી અથવા આડું-અવળું કે ખરૂં-ખોટું સમજાવવું તે પણ વિશ્વાસઘાતજ છે. આવી ટેવથી કોઈ પ્રસંગે ચોરાઉ કે કોઈને હાથ આવેલો માલ વધારે કીંમતનો છે એમ જાણવા છતાં ઓછી કીંમતે અથવા આપનારની મોંએ માગેલી થોડી કીંમતે લેવા માટે લાલચમાં સપડાઈ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. છેવટે રાજ્યગુન્હામાં સપડાવાનો વખત આવે ત્યારે અનિષ્ટ પરિણામ ભોગવવું પડે છે. "મીયાં ચોરે મૂઠે અને અલ્લા ચોરે ઉંટે." એ કહેવત મુજબ થોડો થોડો મેળવેલો અયોગ્ય લાભ એકદમ ખેંચાઈ જાય છે અને સાથે ન્યાયરીતે મેળવેલ પૈસો

પણ "સુકા સાથે લીલું બળે" એ ન્યાયે તણાઈ જાય છે. સ્વામિત્વ રહિત ( ઇરાદા વિના પણ ) મેળવેલી નજીવી કીંમતની ચીજ પણ મનને અસ્વસ્થ બનાવે છે; એટલુંજ નહિ પણ ધાર્મિક કાર્યમાં શાંતિ કે આનંદનો ભંગ કરાવે છે. જેમ કે:—

પુણિયા નામે એક જૈન શ્રાવક હતો, તે રૂની પુણીનો નિર્દોષ વેપાર કરતો. તેમાંથી દરરોજ ફક્ત આઠ ટકાની કમાણી કરી સાદું જીવન ગાળતો; અને તેટલામાં સંતોષથી રહેતો. બાકીનો સમય ધાર્મિક ક્રિયામાં તેમજ લોકસેવા કે સંતસમાગમ વગેરે પારમાર્થિક કૃત્યોમાં ગાળતો. એક વખત નિત્ય નિયમ પ્રમાણે નિરૂપાધિક, શાંતિમય અને સ્વચ્છ વાતાવરણવાળી પોષધશાળામાં તે સામાયિક ( રાગદ્વેષ વિનાની મનની સમાન વૃત્તિ ) કરીને બેઠો છે; પણ પોતાનું મન અસ્વસ્થ જણાયું, તેને અંગે અનેક કુતર્ક-વિતર્ક થવા લાગ્યા; અને હંમેશની પેઠે આનંદ કે શાંતિ તે ન જાળવી શક્યો. આ ઉપરથી પુણિયાને વિચાર થયો કે આજે માનસિક વિકૃતિ થવાનું કાંઈ કારણ હોવું જોઇએ. તે બાબતનો અંતઃકરણથી વિચાર કરતાં તેને ચોક્કસ કારણ જણાયું નહિ; પણ તે અનુમાન તો કરી શક્યો કે યત્કિંચિત્ અન્યાય કે અણહકનો પૈસો કિંવા કંઇ ચીજ ઘરમાં આવેલ હોવી જોઈએ. તે વિના મનની અસ્વસ્થતા સંભવે નહિ. મહા મુસીબતે-બનતે પ્રયાસે શાંતિપૂર્વક સામાયિક પૂર્ણ કરીને

પુણીઓ ઘેર ગયો અને પોતાની ધર્મપત્નીને કહ્યું કે–હે દેવી ! આજ અણુહકનું દ્રવ્ય કે બીજું કંઇપણ ઘરમાં આવ્યું છે ? ગૃહદેવીએ આ વચન સાંભળી વિચાર કર્યો કે મ્હારા પ્રાણપતિએ આજે આ પ્રશ્ન કર્યો ત્હેનું શું કારણ હોવું જોઇએ ? જેથી સ્ત્રીએ કહ્યું કે–મારા પ્રાણપ્રીય ધર્મપતિ ! આપનો એ પ્રશ્ન સાંભળતાં મ્હને અત્યંત આશ્ચર્ય સાથે ખેદ થાય છે; કારણ કે આપણા જીવન–વ્યવહારમાં કોઈસમયે અણુહક, અનીતિ કે અન્યાયથી કંઈ પણ પ્રવૃત્તિ કરવાની સ્વપ્ને કલ્પનામાત્ર પણ કરવામાં આવેલ નથી. એમ આપણા બન્નેનું અંતઃકરણ સાક્ષી આપે છે; છતાં હે સ્વામિન્ ! એ પ્રશ્ન આપ કેમ કરો છો ? તે હું સમજી શકતી નથી. તો કૃપાકરીને પ્રશ્નનો મૂળ ઉદ્દેશ કહી સંભળાવશો. ત્યારે પુણિયાએ કહ્યું કે આજે હું પૌષધશાળા ( આત્માને અહિંસાદિ તત્ત્વોથી ઉચ્ચ પોષણ આપનાર સ્થળ) માં સામાયિકવ્રત કરીને બેઠેલો હતો. તે પ્રસંગે મારા અંતઃકરણમાં અનુચિત વિચારોની સ્ફુરણા થવા પામી, જેથી અપૂર્વ આનંદ, શાંતિ, સમભાવ કે મનનું આત્મા તરફ વલણ થવું વગેરે સામાયિકવ્રતના વિવિધ લાભો પૈકી એકપણ લાભ હું મેળવી શકયો નહિ. એ કારણથી હે ભદ્રે ! ઉપર્યુક્ત પ્રશ્ન, કરવામાં આવેલ છે. માટે જો એ વિષે ત્હમને કંઇ પણ કારણ સ્હમજવામાં આવતું હોય તો સત્વર મ્હને તે જણાવશો ? તેથી સત્ય હકીકત જાણવામાં આવશે. આ ઉપરથી ત્હેણે આત્મસંયમપૂર્વક મનન કરતાં યાને તે વિષે વિવિધ વિચારો

કરતાં ત્હેના જાણવામાં એક વાત આવી અને પોતાના પતિ આગળ તેણે જણાવ્યું કે હે ધર્મમૂર્તિ પ્રાણપ્રભુ ! ગઈ કાલે પાડોસણને ત્યાં હું દેવતા લેવા ગઈ હતી. પાડોસણના કહેવાથી રસોડામાં પડેલાં છાણાંમાંથી એક છાણાપર દેવતા મુકી તે લઇ ઘેર આવી અને ચુલો સળગાવ્યો. રસોઈ કરતાં તે લાવેલ છાણાનો ભૂલથી બાળવાના કામમાં ઉપયોગ કર્યો; તે રસોઈ ત્હમે આરોગી છે. જેથી ત્હમારા મનને અસ્વસ્થતા થઈ હશે; એમ મ્હારૂં અનુમાન છે.

પુણિયો—જેમ મ્હારા મન ઉપર અસર થવા પામી, ત્હેમ ત્હમારા મન પ્રત્યે પણ કાંઇક અસર થયેલી હશે ?

સ્ત્રી—મ્હને ગઈ કાલે કંઈક અજીર્ણ જેવું જણાયાથી બિલકૂલ ભોજન કર્યું ન હતું, જેથી તેવા પ્રકારની કશીપણ અસર મ્હારા અંતઃકરણમાં થવા પામી નથી. માટે હે સ્વામિન્ ! અનીતિ કે અણહક જે કહો તે આજ છે.

આ ઉપરથી પુણિયા શ્રાવકે નિશ્ચય કર્યો કે–જે મ્હારી સ્ત્રીએ હકીકત જણાવી તે સત્ય છે. અરે ! એ અણહકની સ્વામિત્વ વિનાની નજીવી ચીજ પણ મનુષ્યના હૃદય પ્રતિ કેવી ખરાબ અસર કરે છે. તો પછી વિશેષ પ્રમાણમાં અણહક અને અન્યાયથીજ મેળવેલા દ્રવ્યનો ઉપભોગ કરનાર કોઇ પણ વ્યક્તિનું મન શાંત કે પવિત્ર કેમ હોઈ શકે ? નજ હોઈ શકે. હે દેવી ! ખરેખર એ છાણાપર આપણો હક ન હોવાં છતાં રજા સિવાય ઉપયોગ કર્યો ત્હેનું આ પરિણામ છે.

સ્ત્રીની આવી બારિક નિરીક્ષણ કરવાની શક્તિ જાણી પુણિયાએ ધન્યવાદ આપ્યો; અને ફરીવાર આવું કૃત્ય ન થવા પામે માટે આપણ બન્નેએ બહુ કાળજી રાખવાની જરૂર છે એમ સ્ત્રીને જણાવ્યું.

છેવટ તે બન્નેએ પોતાનું ભાવી જીવન વિશેષ ઉચ્ચ બનાવ્યું અને સદા સત્કાર્યમાં પ્રયત્નશીલ આદર્શરૂપ તે દંપતીના સમાગમથી ઘણા સ્ત્રી-પુરૂષોએ પણ ન્યાય સંપન્ન વૈભવ મેળવવા દૃઢ નિશ્ચય કર્યો.

વ્હાલાઓ ! આપ સમજી શકયા હશો કે સાદું જીવન ગાળનાર ધર્મમૂર્ત્તિ-પુણિયાએ જરાપણ અણહકની વસ્તુનો ઉપયોગ કરેલ હોવાથી ત્હેને હાર્દિક અશાંતિ અને અસ્વસ્થતા કેટલી થવા પામી ? ત્યારે આજ તો 'રામનામ જપના અને પરાયા માલ અપના' તેમજ 'રામનામ જપે અને જે આવે તે ખપે' આ કહેવતો પણ એવાજ અનીતિમય અને અન્યાયથી વૈભવના મેળવનારાઓએજ ચલાવી હશે ! જે આજ પ્રત્યેક મનુષ્યનાં મુખમાં તે રૂઢ થવા પામી છે. બંધુઓ ! જે માણસ ન્યાન સંપન્ન વૈભવ મેળવવા પ્રયત્નશીલ બને છે, તેજ ઐહિક-પારમાર્થિક સુખમય જિંદગાની પસાર કરવાને લાયક બને છે. માટે તે તરફ ખાસ લક્ષ્ય રહેવા ભલામણ કરૂં છું. એજ આપણું ઉચ્ચ કર્ત્તવ્ય છે. આ શિક્ષણ બચપણમાંથીજ માબાપો વગેરે તરફથી ત્હેમના અંતઃકરણમાં ઓતપ્રોત થવું જોઈએ.

## અભ્યાસ પાઠ ૮ મો.

૧ કોઇથી કોઇ પણ પ્રકારે વિશ્વાસઘાત કરવો નહિ.

૨ કોઈની અનામત ( થાપણ ) ઓળવવી નહિ.

૩ ખોટા લેખ–નામાં ઉભાં કરવા નહિ.

૪ લેણામાં કે વ્યાજમાં નિશ્ચિત થએલ આંકડામાં વધારો કરવો નહિ.

૫ લેવડ–દેવડ પ્રસંગે કે હિસાબ ગણવામાં ભૂલથાપ ખવરાવવી નહિ.

૬ સ્વાર્થ સાધવાનો દુષ્ટ આશય દૂર કરવો.

૭ સામાન્ય અથવા ઓછી સમજણવાળાને અલ્પ કપટે પણ છેતરવો નહિ.

૮ તોલ કે માપમાં ઓછું–વત્તું આપવું કે લેવું નહિ.

૯ નિર્ણિત કરેલ વસ્તુમાં ફેરફાર કે ભેળસેળ કરવી નહિ

૧૦ ન્યાય રીતે મેળવેલા દ્રવ્યથી સારું જીવન ગાળવું

૧૧ ન્યાયથી મેળવેલું દ્રવ્ય ચિરકાળ ટકે છે.

૧૨ પ્રમાણિકતા અને નીતિથી મેળવેલી લક્ષ્મી તે દૈવી સંપત્તિ છે.

૧૩ દૈવી સંપત્તિ શાંતિમય ઉચ્ચ જીવન સાથે પારમાર્થિક કાર્ય કરાવે છે.

## કર્ત્તવ્ય ૯ મું. પરગોત્રીય લગ્ન.

સુજ્ઞ સજ્જ્નો ! આજ 'પરગોત્રીય લગ્ન' એ વિષય પરત્વે સ્પષ્ટીકરણ કરવાનું છે. ગત દિને 'ન્યાય સંપન્ન વૈભવ' માટે કહેવામાં આવેલ હતું. ખરેખર ન્યાયથી વૈભવ મેળવનાર વ્યક્તિ પ્રમાણિક થવાની સાથે નીતિપરાયણ થવા પામે છે. કર્ત્તવ્યાકર્ત્તવ્યનો વિચાર કરી શકે છે. જે વ્યક્તિને જ્યારે ન્યાય સંપન્ન વૈભવ મેળવવાની શક્તિ ઉત્પન્ન થવા પામે, ત્યારેજ ત્હેણે લગ્ન ગાંઠમાં જોડાવું જોઈએ, એમ અનુભવી પુરૂષોનું કથન છે. કારણકે તેજ સંસાર વ્યવહાર સારી રીતે ચલાવી શકે અને સુખમય જીવન સાથે દંપતીધર્મ ઉત્તમ પ્રકારે નિભાવી શકે. જે પોતાના પિંડનું પણ ભરણ-પોષણ ન કરી શકે તે કદાચ લગ્નધુરાયુક્ત સંસાર શકટ ( ગાડા ) ને વહન કરવા ઈચ્છે તો અસમર્થ બળદની માફક ત્હેને ચગદાઈ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. એટલુંજ નહિ પરંતુ ભવિષ્યની સંતતિની પણ આના ખરાબી થવા પામે છે. માટે પ્રથમ ન્યાયપૂર્વક વૈભવ સંપન્ન બનીને લગ્ન સાંકળમાં જોડાવા પ્રયત્નશીલ બનવું જોઈએ.

મનુષ્ય માત્રને બ્રહ્મચર્ય પાળવું એ અતિ અગત્યનું ઉચિત કાર્ય છે. છતાં ગૃહસ્થાશ્રમમાં રહી સર્વથા બ્રહ્મચર્ય-દશા ધારણ કરવી એ દુ:સાધ્ય છે. તેટલા માટે કુદરતના સૃષ્ટિ નિયમાનુસાર જનસમૂહે લગ્નકાર્યથી દંપતિ-સંબંધમાં

જોડાવાનો સ્વીકાર કરેલ છે. તેનો ઉદ્દેશ એવો છે કે યોગ્ય પ્રજોત્પત્તિ થાય, ઇંદ્રિયોને થોડીવારની માનેલી તૃપ્તિ મળે; અને પરમ પ્રેમની પરાકાષ્ઠાએ પહોંચવાના પ્રથમ પગથીયા-રૂપ લગ્નક્રિયા થવા પામે. જ્હેને લઇને સંસાર શકટ (ગાડું) સુખરૂપે ચલાવી શકાય. એ લગ્ન-વિધિની યોજના આર્ય પુરૂષોએ ૮ પ્રકારે કરી છે. તે નીચે પ્રમાણે:—

૧ બ્રાહ્મવિવાહ=પિતા પોતાની પુત્રીને વસ્ત્રાલંકારે શણગારી યોગ્ય પુરૂષને પ્રેમથી સમર્પણ કરે તે.

૨ પ્રાજાપત્યવિવાહ=પિતા પોતાની પુત્રીને પોતાની શક્તિના પ્રમાણમાં પુરૂષને દ્રવ્ય આપીને ( ગુંજે ઘાલીને-પુરત આપીને ) કન્યાદાન આપે તે.

૩ આર્ષવિવાહ=ગાયના દાનપૂર્વક આપે. એટલે એક સવત્સા ગાય આપી કન્યાદાન દે તે.

૪ દૈવવિવાહ=ઋત્વિજ (પુરોહિત-યજ્ઞાદિ ક્રિયા કરાવનાર)ને દક્ષિણામાં કન્યાદાન આપે તે.

૫ ગાંધર્વવિવાહ=જુવાન સ્ત્રી અને પુરૂષ પ્રેમપૂર્વક સ્વેચ્છાએ પાણિગ્રહણ કરે તે.

આસુરવિવાહ=કોઇપણ પ્રકારની પ્રતિજ્ઞા કરી દંપતી સંબંધમાં જોડાવું તે.

૭ રાક્ષસવિવાહ=બળાત્કારથી કન્યાનું જાહેરાત હરણ કરીને પછી પરણવું તે.

૮ પિશાચવિવાહ=સૂતેલી કે પ્રમાદમાં રહેલી કન્યાનું હરણ કરીને પરણવું તે.

પ્રથમનાં ૪ લગ્ન ધર્મ્ય અને પાછળનાં ૪ લગ્ન અધર્મ્ય છે. તથાપિ સ્ત્રી-પુરૂષની પ્રેમપૂર્વક ખાસ ઈચ્છા હોય તો એ પાછળના ચાર લગ્ન પણ ધર્મ્ય છે. લગ્ન સ્વગોત્રમાં નજ થવાં જોઇએ. કારણ તેમ થાય તો એકજ પ્રકારના લોહીથી છેવટની પ્રજા સત્વહીન થાય છે. માટે જુદા જુદા ગોત્રવાળા સ્ત્રી-પુરૂષે દંપતી તરીકે લગ્નથી જોડાવું જોઈએ. એમ થવાથી રસાયનિક ક્રિયાની પેઠે જુદા જુદા ગુણવાળા પદાર્થોના સંયોગથી નવો બનેલો પદાર્થ જેમ મોહક અને સત્ત્વવાન્ બને છે, તેમ જુદા જુદા ગોત્રનાં સ્ત્રી-પુરૂષોના લગ્ન-સંબંધથી ઉત્પન્ન થયેલી પ્રજા તેજસ્વી, બુદ્ધિશાળી અને સુદૃઢ બાંધાવાળી થાય છે. વર-વધુનાં કુળ, જાતિ, ભાષા, વૈભવ અને આચાર-વિચાર વગેરે પ્રાયઃ સમાન હોય તોજ લગ્ન સંબંધમાં જોડાવું એ વિશેષ શ્રેયસ્કર છે. જો વૈભવાદિકથી અસમાનશીલ હોય તો પરસ્પર દાંપત્યધર્મ યોગ્ય રીતે ભાગ્યેજ જાળવી શકાય છે. અવિવાહિત યાને વેવીશાળ ન થયેલ સ્ત્રી-પુરૂષના માબાપોને શાસ્ત્રકારો નીચેની હકીકત પર ધ્યાન રાખવા સૂચવે છે.

જે પુરૂષ સાથે કન્યાનું સગપણ કરવું છે, તે પુરૂષની પ્રાયઃ વય ૨૫ વર્ષની હોય તો કન્યાની વય ૧૬ વર્ષની હોવી જોઇએ. કારણકે તે અવસ્થાએ બન્નેનાં વીર્ય પરિપક્વ

થયેલાં હોય છે. તેટલી ઉમ્મર સુધી બન્નેએ બ્રહ્મચર્ય દશા પાળવાની સાથે વિદ્યા–અભ્યાસ (સ્ત્રી–પુરૂષને ખાસ ઉપયોગી) કરીને શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવી એ પ્રાથમિક કર્ત્તવ્ય છે. ગૃહસ્થાશ્રમરૂપી મહેલપર ચડવા માટે બ્રહ્મચર્ય એ એક ઉત્તમ સીડી સમાન છે. સીડીપર ચઢીનેજ મહેલમાં ઇચ્છિત સ્થળે પહોંચાય છે. તેમ વીર્યના સંરક્ષણથી યોગ્ય ઉમ્મરે વિવાહિત થવાથી ગૃહસ્થાશ્રમની ઉચ્ચકક્ષાની પરિક્ષામાં સ્ત્રી–પુરૂષો પસાર થવા પામે છે. પરંતુ ઘણાં એક અજ્ઞાન બાળકો કેટલીએક કુટેવને તાબે થઈ અપરિપકવ દશામાંજ વીર્યનો અપવ્યય (નાશ) કરે છે. ત્હેમજ શૃંગારોત્તેજક નોવેલો વાંચવાથી, નાટક–સીનેમા જોવાથી અને તામસિક ખોરાકનો અતિ ઉપયોગ કરવાથી કુમળા મગજવાળા કિશોરવયના બાલકોના અંતઃકરણમાં ખરાબ વાસનાનો પડ બંધાય છે. છેવટે ઘણુંજ અનિષ્ટ પરિણામ આવવાની સાથે જિંદગાની બરબાદ થાય છે. ખીલતી યુવાનીવાળા સ્ત્રીપુરૂષોની (ઉપર્યુક્ત કારણોથી) પણ દશા પ્રાયઃ કફોડી થવા પામી છે. માટે માવિત્રોએ ત્હેવા અધમ નિમિત્તોથી તેઓને બચાવી ઉંચા પ્રકારના બ્રહ્મચર્ય પોષક સાધનો મેળવી આપવા ખાસ કાળજી રાખવી જોઇએ. કારણ કે વીર્ય એટલી બધી અમૂલ્ય ચીજ છે કે શુદ્ધ લોહીનાં ૧૦૦ ટીપામાંથી વીર્યનું એક ટીપું બનવા પામે છે; એમ વૈદ્યક શાસ્ત્રોનું કથન છે. ત્હેના સંરક્ષણ માટે બહુજ સાવધાન રહેવું જોઇએ.

બાળકન્યા સાથે વૃદ્ધ પુરૂષના લગ્ન, તેમજ બાળપુરૂષ સાથે મોટી ઉમ્મરની સ્ત્રીનું લગ્ન કરવાની ઘેલછાને પરિણામે અજ્ઞાન માબાપોને અને લગ્નમાં જોડાયેલ વ્યક્તિને અનિષ્ટ ફળ ભોગવવાં પડે છે. એટલુંજ નહિ; પરંતુ તે સાથે જન સમાજને, દેશને અને ધર્મને ન માપી શકાય તેટલું નુકશાન થાય છે. તદ્દન નાની ઉમ્મરમાં થયેલ લગ્ન અને વૃધ્ધવિવાહને લીધેજ ન ઇચ્છિવા યોગ્ય પ્રાચીન આર્યવ્યવસ્થાની સર્વથા નાશકારક પુનર્લગ્નની પ્રવૃત્તિ જે વર્તમાન કાલે જોસભર ચાલી રહી છે; તે પણ પૂર્વોક્ત પ્રવૃત્તિને આભારી છે. પ્રાચીન કાળમાં નિશ્ચિત કરાયેલ લગ્નનો જે સમય ( ૧૬ વર્ષની સ્ત્રી અને ૨૫ વર્ષનો પુરૂષ) તે વર્તમાન સમયાનુસાર સામાન્યતઃ ૧૩ થી ૧૫ વર્ષની કન્યા અને ૧૮ થી ૨૦ વર્ષનો પુરૂષ હોવો જોઇએ. અર્થાત સ્ત્રીથી પુરૂષની ઉમ્મર ૫ થી ૭ વર્ષ અધિક હોવી જોઇએ. બન્નેના કુળ (પિતાનો પક્ષ) જાતિ ( માતાનો પક્ષ ) ઉતમ પ્રકારના કુલીન, સદાચારી અને ઉંચા ખવાસના હોવાં જોઇએ. તેમજ શરીર નિરોગી, મજબુત, કસાયેલ, ખોડ ખાંપણ વિનાના, રૂપ અને લાવણ્ય સંપન્ન હોવાં જોઇએ. તથા કેળવણી પામીને તેનો સદા સદ-ઉપયોગ કરનાર હોય તેવા સ્ત્રી-પુરૂષ આદર્શરૂપ નીવડી આત્મોન્નતિ સાથે દેશોદય કે ધર્મોદય પણ કરી શકે છે. પુરૂષે એકજ પત્નીવ્રત પાળવું તેમજ સ્ત્રીએ એકજ પતિવ્રતા થવું એ પ્રવૃત્તિ ઉભયને શ્રેયસ્કર છે. એટલુંજ નહિ; પરંતુ આર્યનું ગૌરવ અને શુદ્ધ પ્રેમ જાળવી શકાય છે, જેણે હૃદય

( પ્રેમ ) લગ્ન કરેલું હોય છે તે બીજી વ્યક્તિને પોતાનું હૃદય કે પ્રેમ શી રીતે આપી શકે ? અર્થાત્ નજ આપી શકે. પ્રેમલગ્ન એજ આત્મલગ્ન છે, પરંતુ જે શરીરલગ્ન છે એ તો એક જાતની ભુંગળ વિનાની ભવાઇ જેવું છે. માટે શુદ્ધ પ્રેમલગ્નની ઉત્તમ સંસ્કૃતિનો પ્રચાર આ આર્યભૂમિમાં થવા પામે એમ ઇચ્છવાની સાથે સતત્ પ્રયત્ન આર્ય સંતાનોએ સેવવો જોઈએ. ઇતિહાસો કે ધર્મશાસ્ત્રોમાં શુદ્ધ પ્રેમલગ્નના હજારો દાખલા મળી શકે છે. જેવાં કે સતી સીતા અને પ્રભુ રામચંદ્રજી, દ્રૌપદી અને પાંડવ, દમયંતી અને નળરાજા વગેરે વગેરે, સ્નેહ–લગ્નથીજ સુખ દુઃખમાં સહચારી થવા પામેલ હતા. જ્યાં એ સ્નેહ–લગ્નનો પ્રાયઃ અભાવ છે, ત્યાં જોઇએ છીએ તો કેવળ આત્મીય સ્વાર્થનીજ બાજી રમવામાં આવે છે. આજના બાળલગ્ન–વૃદ્ધલગ્ન કે શારીરિક લગ્ન તે ઢીંગલા પોતીયાની રમ્મતનું ભાન શું નથી કરાવતું ? ખરેખર આર્યભૂમિના પુત્ર અને પુત્રીઓએ આ વિષયનો સારીરીતે ઉહાપોહ કરી જનતાને સુવિદિત કરવાની ખાસ તેમની ફરજ છે. અરે ! આ વાતમાં ત્યાંસુધી ધર્મગુરૂઓ પણ આંખમીંચામણી કરી બેઠા છે, તે પણ પોતાની ફરજ શું નથી ભૂલી જાતા ? જો તેઓ તે તરફ પણ લક્ષ્યપૂર્વક ઉપદેશ આપે તો જનતાને ઘણોજ લાભ થવા પામે; પરંતુ 'वो दिन कहांसे कि मीयाँके पाउंमें जुतियां' ? કેટલાએક તો રૂઢિના કાયદાઓબદ્ધ થયેલ ત્યાગીઓ અને ગૃહસ્થો તો વિરૂદ્ધ અભિપ્રાય આપવાના, એટલે કે અમે ત્યાગીઓ એ વિષયમાં કાંઇજ

બોલી શકીએ નહિ. એ અમને કલ્પેજ નહિ ! અલબત એ ન કલ્પે ! પરંતુ સંઘમાં વિશેષ કુસંપ અને કજીયાઓ કરાવવા, અન્યોન્ય ધર્મની નિંદા અને આક્ષેપો મૂકવા-મૂકાવવા કલ્પે !! ખરેખર હજી આર્યભૂમિના ઉદયને અવકાશ છે એજ વિચારથી વિરમું છું. માટે શુદ્ધ પ્રેમપૂર્વક પરગોત્રીય લગ્ન કર્ત્તવ્ય એ તરફ આર્યજનતાનું લક્ષ્ય હોવું જોઈએ.

## અભ્યાસ પાઠ ૯ મો.

૧ વિષય સુખનાજ આશયથી સ્ત્રી-પુરૂષનું વિવાહિત થવું એ શુદ્ધ લગ્ન નથી.

૨ નિર્દોષ પ્રેમથી ઉભય આત્માનું ઐક્યરૂપે જોડાણ થવું તે શુદ્ધ લગ્ન છે.

૩ પરમ પ્રેમનું શિક્ષણ લેવા ગૃહસ્થાશ્રમી થવું તેજ શુદ્ધ લગ્નનો ઉદ્દેશ છે.

૪ પતિ-પત્નીનું વય, રૂપ, ગુણ, વિદ્યા, વૈભવ, આચાર-વિચાર અને અંતઃકરણનું પણ કજોડું ન હોવું જોઈએ.

૫ પતિ-પત્નીએ અન્યોન્યનું શ્રેય ઇચ્છી પવિત્ર સ્વફરજ બજાવવી એ આવશ્યક છે.

૬ સ્વસંતતિને સદ્ગુણી બનાવવી અને ઉભયપક્ષના વડીલોની હરેક રીતે યોગ્યતા જાળવવી.

૭ સ્ત્રી-પુરૂષ સંસારશકટના બન્ને પૈડા છે.

૮ સ્ત્રી-પુરૂષે સ્વકર્ત્તવ્ય અનુકૂળ કેળવણી મેળવવી જોઈએ.

૯ ગૃહ-રાજ્ય ચલાવવા માટે સ્ત્રી મંત્રી અને પુરૂષ રાજા રૂપ છે.

## બાળલગ્નનો બળાપો

### ( કયા હાલ સુનાવું મેરા. )

બાળલગ્નસેં વ્યથિત[1] બહોત હું, દીયા વ્યાધિને ડેરા[2]; કયા હાલ: એ ટે
ખાલી ભઈ હૈ ખોપરી[3] મેરી, અખીઆં બીચ[4] અંધેરા,
સીનામેં[5] નિર્બળતા છાઈ[6], ચિત ચિંતા ઘન[7] ઘેરા. કયા૦
તનમેં તિલભર તાકત[8] નાંહિ, સુખ નાંહિ સાંજ સવેરા[9];
નિંદ ગઈ નેનનતે[10] નિશામેં[11], દુઃખમય હોત દુપેરા[12]. કયા૦
વીર્ય વિનષ્ટ[13] ભયા સબ ભાઈ, ચીપટાયા[14] સબ ચ્હેરા,
રોટી જમવેકી રૂચી નાંહિ, બના યાર મેં બહેરા. કયા૦
હાની ભઈ હિતકી વિતકી[15] સબ, અંતકો નાંહિ અવેરા[16];
વૈદ્ય અરૂ ડાક્ટરસેં બિલકુલ, નાંહિ હોત નિવેરા[17]. કયા૦

---

## કર્ત્તવ્ય ૧૦ મું. રહેવાનાં મકાનો કેવાં જોઇએ ?

વ્હાલા સભ્ય જનો ! ગત દિવસે લગ્ન વિષે વ્યાખ્યા
કરવામાં આવેલ હતું. 'આજે રહેવા માટે મકાન કેવાં જોઈએ
એ વિષય હાથ ધરવામાં આવેલ છે. વ્હાલાઓ ! જ્યાં
માનવગણ લગ્ન ગાંઠમાં જોડાય છે ત્યારે સંસાર–વ્યવહા
ચલાવવા નિમિત્તે અનેક સાધનોની જરૂરિયાત પૈકી પ્રથ

---

૧ પીડિત. ૨ તંબુ તાણ્યા. ૩ મગજ. ૪ માં. ૫ હૈફસાં ૬ પ
રાઈ. ૭ ચિંતારૂપી વાદળાં. ૮ શક્તિ. ૯ પ્રભાત. ૧૦ આંખમાંથ
૧૧ રાતમાં. ૧૨ બપોર. ૧૩ પૂર્ણનાશ. ૧૪ કરચલી વળી ગ
૧૫ પૈસાની. ૧૬ ઢીલ. ૧૭ નિવડો–નિકાલ.

વસવાટના ( રહેવાના ) સાધન તરીકે મકાનની અત્યાવશ્યક્તા હોય છે. તદ્દન કંગાલિયત સ્થિતિવાળા એક સામાન્ય મનુષ્યને પણ સાધારણ ઝુંપડાની જરૂર પડે છે, ત્યારે ગૃહસ્થાશ્રમીને તો સગવડ પડતા ગૃહની ખાસ જરૂર હોવીજ જોઈએ. જે ગૃહમાં રહેવાથી દરેક સ્થિતિએ ઉચ્ચ જીવન બનાવી શકાય તે ગૃહ પસંદ કરવું જોઇએ. પરંતુ અતિ જાહેર રસ્તાપર કે જ્યાં અનેક માણસના આવાગમનથી બહુ કોલાહલ થતો હોય, શાંતિનો ભંગ થતો હોય, તેમજ બહારના મુખ્ય દ્વાર સિવાય જે ગૃહમાં જવા–આવવાના ગુપ્ત બારણાં ઘણાં હોય, તેવા મકાનમાં રહેવું એ પ્રાયઃ ઉચિત નથી. કારણકે તેવા ઘરોમાં વસવાથી મનોવૃત્તિ સ્થિર રહેતી નથી, ચોરનો ઉપદ્રવ થવા પામે અને વ્યભિચાર વિગેરે દુરાચારોનો ચેપ લાગવા સંભવ રહે છે; એટલુંજ નહિ પરંતુ જાન-માલ બન્નેનું સંપૂર્ણ સંરક્ષણ થઇ શકતું નથી. મકાન તથા તેની આસપાસની ભૂમિ શુદ્ધ હોવી જોઇએ. અર્થાત્ ત્યાં મનુષ્ય કે અન્ય પ્રાણીના હાડપિંજર વગેરે અપવિત્ર વસ્તુ નહોવી જોઈએ. મળ, મુત્ર અને એઠવાડ વગેરે જેમ બને તેમ દૂર ફેંકવા; તેમજ ઘરને આંગણે ઉકરડા વગેરેની દુર્ગંધ ન થવી જોઈએ. જે ગૃહમાં સ્વચ્છ હવા, પ્રકાશના લાભ સાથે શાંતિથી સ્ત્રી–પુરૂષોની મર્યાદા જળવાય અને શારીરિક, આર્થિક અને ધાર્મિક લાભ સારીરીતે મેળવી શકાય તેવા મકાનમાં રહેવું શ્રેયસ્કર છે. સ્નાન, ભોજન વગેરેના પ્રસંગે પાણિનો ઉપયોગ કરવો પડે છે, તે પાણી ખાળ, કુંડી અથવા આંગણામાં ભરાઈ

રહે તો કીચડ થવાની સાથે હિંસાથવા પામે; અને હમેશાં ભેજ રહેવાથી ત્યાંની હવા બગડવા પામે છે. જેને લઇને જંતુની ઉત્પત્તિ સાથે મેલેરીયા-તાવ વગેરે વ્યાધિઓ ઉત્પન્ન થાય છે; માટે તે પાણી વહીજવાનો ઢાળ રાખવો. જેથી કીચડ કે ભીનાસ રહેવા ન પામે તે માટે ખાસ કાળજી રાખવી. અથવા આંગણામાં નાના નાના બગીચા કે થોડાં ફુલના ઝાડવાં હોય, તેમાં પાણી સિંચન કરવું. જેથી મકાનની શોભા વધવા સાથે અંદર રહેનારને સ્વચ્છ હવાનો લાભ મળે અને આરોગ્યતા જળવાય. આરોગ્યતા જળવાયાથી સાંસારિક અને ધાર્મિક કાર્યો આનંદપૂર્વક સાધી શકાય છે. ઘણે સ્થળે જુના મકાનોમાં તુળશીના ઝાડ વગેરે હોય છે. જુના જમાનામાં આર્યસંતાનો તુળશીને સારીરીતે ઉછેરવામાં કાળજી રાખતા; એટલુંજ નહિ, પણ પૂજ્ય ભાવ રાખતા. એનો મૂળ ઉદ્દેશ તો એજ હતો કે તુળશીના ઝાડથી ત્યાંની હવા શુદ્ધ રહેવાની સાથે સહજ બાદી કે વાયુની સામાન્ય વ્યાધિ પ્રસંગે તત્કાલ તેના પાનનો ઉપયોગ કરવામાં આવતો. આ સાથે એટલી કાળજી રાખવાની જરૂર છે કે અતિ ગુપ્ત, ઉંડાણ વાળા, વસ્તિથી દૂર અને તદ્દન ઉજ્જડ ભૂમિમાંના મકાનમાં પણ ન રહેવું. તેવે સ્થળે રહેવાથી કદાચિત્ અગ્નિ વગેરેના ઉપદ્રવ વખતે, ચોર લુંટારાની ભીતિ સમયે અને બીજા એવાજ પ્રસંગે તાત્કાલિક વેળાએ કોઈની સહાય મેળવી શકાતી નથી. અંતે દુઃખદ સ્થિતિમાં આવવું પડે છે. તેમજ દાન-પુન્ય કરવાનો, ઉત્તમ મનુષ્યના સમાગમનો અને અતિથિ સેવાનો શુભ પ્રસંગ [illegible]ગો મળે છે.

એક ગૃહસ્થ શહેર બહાર બહુ દૂર પોતાના એકાંત મકાનમાં રહેતો હતો. ઘરમાં પોતે તથા પોતાની સ્ત્રી બેજ જણુ હતાં. પુરૂષ ધંધા પ્રસંગે શહેરમાં ગયો હતો. ઘરમાં સ્ત્રી રસોઈ કરતી હતી, તેવામાં બેદરકારીથી ત્હેની સાડીનો છૂટો રહેલો છેડો સળગ્યો. તેથી ગભરાઈ જઈ ઠારવાનો પ્રયત્ન ન કરતાં બૂમે બૂમ પાડવા લાગી કે " દોડો દોડો હું બળુ છું. " નજીકમાં કોઇ પણ માણસ હાજર ન હોવાને લીધે મદદ ન મળવા પામી, જેથી લૂગડાં વધારે વધારે સળગ્યાં; છેવટે અતિ દાઝવાથી પોતે મરણ પામી.

આવા અનેક દાખલા ખરેખર બન્યા છે. ઉપરના દાખલાથી અતિ ઉંડાણમાંના દૂર મકાનમાં સહકુટુંબ ન રહેવું. બંધુઓ ! મકાનના વિષયમાં ઘણું કહેવાયું છે; છતાં છેવટમાં એજ કહેવું છે કે જેમાં રસ્તાપર ઘણા બારણાં નીકળવાના કે આવવાના હોય ( કોટડી–વંડી વગરના ઘર માટે આ કથન છે. ) જ્યાં પ્રકાશ ને હવાનો વિશેષ લાભ ન હોય અથવા તાત્કાલિક સહાય કે મદદ મળી ન શકે કિંવા સત્સમાગમ કે દાન–પુન્ય કરવાનો વિશેષ પ્રસંગ પ્રાપ્ત ન થાય તેવા ઘરમાં ન રહેવું. મતલબ કે જે ઘરમાં શારીરિક, માનસિક, આધ્યાત્મિક અને પારમાર્થિક ઉચ્ચ જીવન બનવા પામે તે ઘર પસંદ કરવું જોઇએ.

### અભ્યાસ પાઠ ૧૦ મો.

મકાનમાં સ્વચ્છ હવા અને અજવાળું આવવું જોઇએ.

૨ ગૃહમાં સૂવા–બેસવા તથા ધાર્મિક ક્રિયા માટે ભાગ અલગ અલગ જોઇએ.

૩ મકાનમાં અતિ શુભ ઘણાં બારણાં ન જોઇએ.

૪ મકાનને જાળાં, કચરો, મળમૂત્ર વગેરેથી ખરાબ ન રાખવું

૫ મકાનને વાળી–ઝાડી, લીંપી–ગુંપી સ્વચ્છ રાખવું.

૬ મકાન એવું જોઇએ કે સ્રી–પુરૂષની મર્યાદા જળવાય.

૭ મકાન વાસ્તુશાસ્ત્રના નિયમ પ્રમાણે હોવું જોઇએ.

૮ મકાનમાં શૃંગારિક, બીભત્સ તખતાઓ ન રાખતાં દેશ ભકત, શુરવીર, મહાપુરૂષ તથા સન્નારીઓના ચિત્રો રાખવાં.

૯ મકાનમાં ભેજ, કીચડ કે વિષ્ટા વગેરે અપવિત્ર વસ્તુ ન રહેવી જોઇએ.

૧૦ ઘરમાં થુંક કે બળખા નાંખવા નહિ.

## કર્ત્તવ્ય ૧૧ મું. પાડોશી કેવા જોઇએ ?

મ્હારા આત્મ સ્વરૂપ પ્રીય બંધુઓ ! ગત વ્યાખ્યાનમાં મકાન સંબંધી વર્ણન કરવામાં આવેલું. આજરોજે 'પાડોશી કેવા હોવા જોઇએ' ? એ વિષય પરત્વે બોલવાનું છે. કદાચ ઉત્તમ અને સગવડ ભરેલું મકાન હોઈ શકે, પરંતુ તે મકાનની આસપાસ પાડોશી જો કુલીન, મિલનસાર, ઉંચા ખવાસવાળા હોય તો, આનંદમય જીવન વ્યતીત થવા પામે. જો

પાડોશી ઈર્ષાળુ, દગાખોર, સ્વાર્થાંધ, જ્ઞાતિ, દેશ કે ધર્મદ્રોહી હોય તો તેવા પાડોશીથી દૂર રહેવું જોઇએ. તેમજ રહેવાના મકાનની પાસેનાં પાડોશી સદાચરણી, ઉદારવૃત્તિવાળા, પ્રેમાળ, સંકટ પ્રસંગે જોઇતી મદદ કરનારા, પરસ્પર ધર્મની સહિષ્ણુતા બતાવનારા, સારી શીખામણ આપનારા, તેમજ ચાડી-ચુગલીથી દૂર રહેનારા હોય તેજ શ્રેષ્ટ ગણાય છે. પરંતુ નીચ સ્વભાવવાળા, નિંદ્યકર્મ કરનારા, જુગાર, મદ્યમાંસ આદિ કુવ્યસન સેવનારા પડોશીથી દૂર રહેવાય તોજ શાન્તિ અને આનંદસહ સુખમય જીવન પસાર થવા પામે. કારણ કે “ સંગ તેવો રંગ. ” એ કહેવત અનુસારજેવી સોબત તેવા ગુણ-દોષનું અનુકરણ કરી શકાય છે. એ જનસમાજનો જગ જાહેર સામાન્ય સિદ્ધાંત છે.

કોઈએક ગામમાં ભદ્રા નામે વણિકવિધવા પોતાના મકાનમાં રહેતી હતી. જેના પાડોશમાં એક ગરાશિયો કુટુંબ સહિત રહેતો હતો. જો કે ઉત્તમ ગણાતા ક્ષત્રીયને મદ્ય-માંસ પ્રાય: વર્જ્ય છે, એમ આર્યશાસ્ત્રનું કથન છે; છતાં આ ગરાશિયો રસલંપટતાથી મદ્ય-માંસનો નિંદ્ય ખોરાક ખાતો. તે સાથે અફીણનો પુષ્કળ ઉપયોગ કરતો. આવાજ કારણોથી કેટલાએક કુલીન ગરાશિયા અધમ સ્થિતિએ પહોંચી બેહાલ બન્યા છે, એટલુંજ નહિ પણ ઘણા ખેદ સાથે કહેવું પડે છે કે-પવિત્ર ક્ષાત્રતેજ અને શૌર્યને પણ ગુમાવી બેઠા છે. ભદ્રા નવરાશ સમયે પાડોશણ પાસે જતી, બેસતી અને વાર્તાલાપ કરતી. એમ હમેશાં ગાઢ પરિચયને લીધે બન્ને વચ્ચે

ખાનગી કુલધર્મને ન છાજતી વાતો પણ થતી. એકદા ગરાશીયણ જમતી હતી, ત્યાં ભદ્રા આવી, તો બાઈની થાળીમાં અપરિચિત ખોરાક જોઈને ભદ્રાએ પૂછ્યું કેઃ—બ્હેન ! આ ત્હમે શું જમો છો ? જરા હસીને તેણીએ જવાબ આપ્યો કેઃ—ત્હમે વાણિયા શું જાણો ? આતો સ્વાદિષ્ટ પરમાટીનું ( માંસનું ) ભોજન કરૂં છું; તે બહુ મજાનું છે. આ સાંભળી ભદ્રા થુ થુ કરતી હાય ! હાય ! એ નજરે દીઠું કોને ગમે ! એમ કહેતી પોતાને ઘેર ચાલી ગઈ. જ્યારે ફરીને રાત્રે ત્યાં આવી, ત્યારે ગરાશિયણ બોલી કેઃ—બ્હેન ! એ જોઈનેજ તું ભાગી શું ગઇ ? અરે ! એનો સ્વાદ એકવાર ચાખતો ખરી ! પછી બીજા ખોરાકને ઈચ્છિશ પણ નહિ. આવી વાતો પુનઃ પુનઃ થવા લાગી અને ગરાશિયણ વારંવાર માંસભોજનના વખાણ કર્યા કરતી. એક વખત ભદ્રાને વિચાર થયો કે એનો સ્વાદ કેવો હશે ? જ્હેનાં મ્હારી બ્હેન બહુજ વખાણ કરે છે. માટે એક વખત એ ભોજન ખાઈ જોઉં ? કેવું સ્વાદિષ્ટ હશે ? અરે ! ના..................ના..................
હું વૈશ્ય જાતિ છતાં મ્હને અભક્ષ્ય ખાવાને વિચાર કેમ થયો! ધિક્કાર છે મ્હને ! ફરીવાર ગરાશિયણને ત્યાં સંસ્કાર કરાયેલું માંસ જોવામાં આવ્યું, અને પેલી બેનપણીએ આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું કેઃ—હે સખિ ! આવી ઉત્તમ રસોઈ એકાદ વાર તો ચાખી જો. ઘણા પરિચયને લઈને વાણિયણ પોતાના હૃદયપર કાબુ રાખી શકી નહિ. ત્હેના પરિણામે શરમાતી, મુંઝાતી, છતાં માનસિક લાલસા પૂર્ણ કરવા બ્હેન-

પછી પાસેથી થોડુંક માંસ એક પાત્રમાં લીધું. ખાવાના ઈ-
રાદાથી ગુપ્ત રીતે ઘેર લઈ ગઈ. ઘરના દરવાજા ખોલી અંદર
પ્રવેશ કરે છે, તેવામાં એક મહાત્મા ભિક્ષા નિમિત્તે ત્યાં પ-
ધાર્યા. ત્હેના પગનો ધબકારો સાંભળી બાઈએ પાછું વાળી
જોયું, તો મહાત્માને આંગણામાં ઉભેલા જોયા. ધડકતે હૃદયે
મહાત્માને વંદન સાથે આવકાર આપ્યો કેઃ—પધારો મહા-
ત્મન્! આ શબ્દ બોલતાં સંતાડેલું વાસણ ગભરાટ અને
શરમને લીધે વધારે વધારે ગુપ્ત રીતે સાડીમાં સંતાડવા યત્ન
કરવા લાગી. ચતુર મહાત્માએ ત્હેના ચહેરાપર ગભરાટ,
મુંઝારાના અને શરમનાં ચિન્હો જોઈ એકદમ પૂછયું કેઃ—
બ્હેન! શા માટે આમ ગભરાય છે—મુંઝે છે અને બેબાકળી બની
ગઈ છે? તરતજ બાઇની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં
અને ગદ્ગદ્ કંઠે માંસ સમ્બન્ધી હકીકત કહી સંભળાવી. બા-
ઇની આવી દયામણી સ્થિતિ જોઈ દયાળુ મહાત્માએ પ્રસન્ન-
વદનથી બોધ કર્યો કેઃ—'મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે.'
બિન કેળવાયેલું મન ચાહે તેવા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ
સ્ત્રી-પુરૂષોને અસત્ય માર્ગે દોરી જાય છે. માંસનું ભોજન
હરેક રીતે શરીર, મન અને બુદ્ધિને બગાડનાર છે. સાત્વિક
ગુણોને તામસિક ભાવમાં બદલાવીને અનેક રોગ ઉત્પન્ન કરે
છે. ધાર્મિકશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર અથવા મનુષ્ય સંબંધી શારી-
રિક શાસ્ત્રથી પણ માંસભોજન તદ્દન નિષેધ કરાયેલું છે.
માણસની શારીરિક-માનસિક શક્તિ ખીલવવાને વનસ્પત્યા-
હાર શ્રેષ્ઠ સાધન છે. જે આહારથી આર્યનું ગૌરવ પ્રાચીન

કાળથી અદ્યાપિ જળવાઈ રહ્યું છે; પરંતુ ત્હમારી બુદ્ધિ બગડવાનું મુખ્ય કારણ ખરાબ પાડોશીની સંગતજ છે. એમ ત્હમારી હકીકતથી સ્પષ્ટ જણાય છે. 'મનુષ્ય કદાચ ભૂલ કરે છે; છતાં તે ભૂલ સુધારવાને પણ લાયક હોઇ શકે છે.' માટે જે પાડોશીની સંગતથી ત્હારા જેવી આર્યબાળાની મનોવૃત્તિ બદલાઇ જવાથી તું માંસભોજન કરવા લલચાઈ તો હવેથી તેવા પાડોશીથી નીકળીને ત્હેના સમાગમથી દૂર રહી લાયક અને પવિત્ર આચાર–વિચારવાળા સારા પાડોશમાં રહેવું. જેથી ફરીને આવી ભૂલ થવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાય; એ સૂચના ખાસ ધ્યાનમાં રાખવી. ઉપર્યુક્ત બોધ સાંભળીને બાઇએ મહાત્માનો અંતઃકરણથી અતિ ઉપકાર માન્યો અને વિશેષમાં જણાવ્યું કે હે કૃપાલો! આજપછી જિંદગાની પર્યંત માંસભોજન કરવું તો દૂર રહ્યું પણ ત્હેની કલ્પના માત્ર પણ કરીશ નહિ. આપની સૂચના શિરસાવંદ્ય ગણી સારા પાડોશમાં રહીશ. હું અત્યંત પશ્ચાત્તાપપૂર્વક આ મ્હારા માનસિક પાપનું પ્રાયશ્ચિત કરૂં છું. એટલું બોલીને તે માંસને ફેંકી દીધું. તેજ વખતે મહાત્મા વિદાય થયા. પછી બીજા સારા સદ્ગુણી પાડોશમાં રહેવા ગઈ, અને ફરીથી તેવું દુષ્ટ પરિણામ ન આવે તે માટે ખાસ હૃદયથી કાળજી રાખવા લાગી.

બંધુઓ! આ દષ્ટાંતથી ત્હમો જાણી શકયા હશો કે હલકા પા[illegible] માઠી અસર થવા પામી. એક આર્યબાળાએ [illegible] પણાનો પણ વિચાર ન કર્યો.

આપણા જીવનનો કેટલોક આધાર આપણા પાડોશી ઉપર પણ રહેવા પામે છે. માટે ઉત્તમ પાડોશીના પરિચયથી ઉત્તમતા સાંપડે છે; અને કનીષ્ટ પાડોશીના સંગથી કનીષ્ટતા પ્રાપ્ત થાય છે. માટે હમેશાં ઉચ્ચ સ્વભાવ અને વર્તનવાળા પાડોશી હોવા જોઈએ. આવી બાબતો ઉપલક દ્રષ્ટિથી ભલે સામાન્ય લાગે; પરંતુ સૂક્ષ્મ બુદ્ધિથી વિચારતાં ઘણીજ મહત્વની બાબત થવા પામે છે. માટે હમેશાં સારા પાડોશમાં રહેવું એજ આપણું કર્ત્તવ્ય છે.

## અભ્યાસ પાઠ ૧૧ મો.

૧ જેના ઘરમાં ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય ( પીવા લાયક અને ન પીવા લાયક વસ્તુ ) નો વિવેક જળવાય છે, એવા પાડોશી હોવા જોઈએ.

૨ જેના ઘરમાં અતિથિનો સત્કાર આનંદસહ થવા પામે છે, તેવા પાડોશી હોવા જોઈએ.

૩ જેના ઘરમાં ઈષ્ટદેવ, ગુરૂ અને ધર્મનું સ્મરણ-પૂજન અને સેવા બહુ માનથી થાય છે, એવા પાડોશી હોવા જોઇએ.

૪ જેના ઘરમાં વિનય, નમ્રતા, સંપ તથા પ્રસંગોપાત સહનશીલતા જળવાય છે, તેવા પડોશી હોવા જોઇએ.

૫ જેના ઘરમાં જુગાર આદિ કુવ્યસનનું સેવન થતું નથી એવા પાડોશી હોવા જોઈએ.

૬ જેના ઘરમાં ઈર્ષા, અદેખાઈ કે કલેશ જોવામાં આવતા નથી તેવા પડોશી હોવા જોઇએ.

૭ સર્વ સાથે હળીમળીને રહે અને પ્રસંગોપાત જરૂરી મદદ કરે તેવા પાડોશી હોવા જોઇએ.

૮ અન્યોન્ય ધાર્મિક સહિષ્ણુતા જળવાય તેવા પાડોશી હોવા જોઈએ.

## કર્ત્તવ્ય ૧૨ મું. આવકના પ્રમાણમાં ખર્ચ.

ઉત્સાહી વ્હાલા સભ્યો ! ગત વ્યાખ્યાનમાં પાડોશી સંબંધે સંક્ષેપતઃ કહેવામાં આવેલું. આજે 'આવકના પ્રમાણમાં ખર્ચ' એ કર્ત્તવ્યપરત્વે બોલવાનું છે. મ્હારે જણાવવું જોઈએ કે પ્રાયઃ જનતાનો સ્વભાવ અનુકરણ કરવાનો છે. એટલે જેના સહવાસમાં વિશેષ વસવાનું થાય છે, ત્હેમના પ્રમાણમાં વૈભવ, આનંદ કે મોજમજાનો લ્હાવો લેવાની સહજ અભિલાષા ઉત્પન્ન થાય છે. પરંતુ પોતાની શી સ્થિતિ છે ? આવક કેટલા પ્રમાણમાં છે ? જો ત્હેનો વિચાર કર્યા વિનાજ પાડોશી કે અન્યનું અનુકરણ કરવામાં આવે તો ભવિષ્યમાં ત્હેનું ઉત્તમ પરિણામ ન આવે. માટે ગૃહસ્થોએ ખાસ પોતાની આવક અને તેના સાધનોને અનુલક્ષી કંઈપણ પ્રવૃત્તિ કરવી એ હિતાવહ છે; અને ત્હેમાંજ ડહાપણ સમાયેલું છે. આજકાલ આવકને [illegible]ાર કર્યા વિના એક બીજાની ઘોંસ-

રીએ તણાવાનો બહુધા પ્રયત્ન સેવવામાં આવે છે. પોતા ગુંજાસ પ્રમાણે જો ખરચ કરવામાં આવે તોજ પારમાર્થિ શ્રેયઃની સાથે સંસાર–વ્યવહાર પણ સુખરૂપ ચિરકાલ ટ. શકે. આવક વધારવાના આ વર્ત્તમાન કાળમાં હુન્નર, ઉદ્યોગ ખેતીવાડી, સ્વદેશને હમેશની જરૂરીયાત ચીજોની બનાવટ વ્યાપાર વગેરે અનેક સાધનો છે, તેથી ન્યાયપૂર્વક લક્ષ્મી મેળવવી જોઇએ અને આવકના પ્રમાણમાં ખરચ કરવું તે માટે પ્રાચીન આર્ય ઋષિ–મુનિઓએ ગૃહસ્થોને સ્વ–સંપ- ત્તિના ૪ ભાગ કરવા ફરમાવ્યું છે.

૧ નિધાનગત=લક્ષ્મીનો ચોથો ભાગ જમીનમાં–ભંડારમાં અનામત રાખવો.

૨ વ્યાપાર કાર્ય=વ્યાજ અને બીજા વ્યાપારથી દ્રવ્યની વૃદ્ધિ માટે ચોથો ભાગ રાખવો.

૩ ધર્મોપભોગ કાર્ય=ધર્મ કાર્ય માટે તથા પોતાનાજ ઉપ- ભોગ માટે ચોથો ભાગ રાખવો.

૪ કુટુંબ પોષણ કાર્ય=પોતાના આશ્રયે રહેલા અને સંબંધી જનોના પોષણ માટે ચોથો ભાગ રાખવો.

આ પ્રકારની પદ્ધતિ પ્રાચીન કાળમાં ચાલતી. તેથી ચાર ભાગ પૈકી કોઇપણ ભાગનો કદાચ નાશ–હાનિ થવા પામે તો પણ તેમને સ્વકુટુંબના ભરણ–પોષણ કે ધાર્મિક કાર્ય પ્રસંગે અથવા સ્વોપભોગ માટે બીજા ભાગોની મદદથી આર્થિક અડચણ ભોગવવી પડતી નહિ; અને દરેક

બાબતની સગવડતા સારી રીતે સચવાતી. પણ આજકાલના કહેવાતા ફેશનેબલ વર્ત્તનના જમાનામાં પ્રાચીન પદ્ધતિ અદૃશ્ય થતી જાય છે. એટલે કે થતી કમાણી જેટલું અથવા તો તેથી વધારે ખરચ જુવાન સ્ત્રી–પુરૂષો કરે છે; જેના પરિણામે પ્રત્યક્ષ અનુભવ એવો થાય છે કે હજારો બલકે લાખો કુટુંબો પાયમાલ થવા પામ્યાં છે; તે જોતાં સહૃદયી મનુષ્યનાં અંતઃકરણ પીગળે છે. તેટલા વાસ્તે ગૃહસ્થોએ પોતાની આવકના પ્રમાણમાં પ્રાચીન પદ્ધતિને અનુસરી યોગ્ય કરકસર કરવાની જરૂર છે. હજી પણ નહિ ચેતવામાં આવે તો અધઃસ્થિતિનો માર્ગ આપણે હાથેજ ખુલ્લો થવા પામે છે અને પામશે. સાથે એ પણ ખ્યાલ રાખવાનો છે કે અતિ કંજુસપણાની કલંકિત છાપ લાગવા ન દેવી. કેટલાએક એવા મનુષ્યો જોવામાં આવે છે કે સામાન્ય પ્રસંગે યથાયોગ્ય ખરચ કરે છે; પણ વિવાહ આદિ પ્રસંગે થોડા વખતની ખોટી કીર્ત્તિ મેળવવા ગજા ઉપરાંત પૈસાનો અપવ્યય કરી નાંખે છે; તેમજ કેટલાક એવા કંજુસ હોય છે કે ગમે તેવા જરૂરી વ્યવહારિક કે પારમાર્થિક પ્રસંગે પણ 'ચમડી તુટે પણ દમડી ન છુટે' એ ન્યાયે એક રાતી પાઈ પણ વાપરતાં અચકાય છે માટે યોગ્ય સમયે ખોરાકી–પોશાકી વગેરે ગૃહ–વ્યવહારના તમામ કાર્યમાં વિવેક પુરઃસર પેદાશના પ્રમાણમાં ખરચ કરવાથી સાંસારિક–ધાર્મિક કાર્યો શાન્તિથી સાધી શકાય છે.

આ પ્રસંગે મ્હારે સખેદ જણાવવું જોઈએ કે હાલના જમાનામાં કેળવાયલા જન સમુહમાં પ્રાયઃ નોકરીયાત વર્ગ

વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. તેઓનું તપશ્રીલવાર જીવન તપાસવામા આવે તો ચોખી રીતે જાણી શકાય છે કે ત્હેમનું આવક પ્રમાણુ કેટલું છે; અને ખરચ યાને વ્યય કેટલા પ્રમાણુમાં થવા પામે છે. તેના આંકડા તપાસતાં હૃદય રડવા પામે છે. આવક કરતાં ખરચ વિશેષ થવાના અનેક કારણો પૈકી કેટલાએક કારણો હું રજુ કરૂં છું:—

ફેન્સી વિદેશી વસ્ત્રો, છત્રી, સ્ટોકીંગ, બુટસ, સોનેરી ફ્રેઈમના ચશ્માં વગેરેના દમામથી અપ-ટુ-ડેટ બની ફરવું. જરૂરીઆતની ચીજોને બદલે આનંદની ચીજોનો બ્હોળા પ્રમાણુમાં ઉપયોગ કરવો.ચા (ટીરીન) નાસ્તાપાણી ઉડાવવા, હોટેલની મુલાકાત, સીનેમા જોવા જવું, તમાકુનું વ્યસન-બીડી પીવી વગેરે પરચુરણ ખરચનો એકંદર સરવાળો આપવામાં આવે તો ઓશડીના ખરચ કરતાં વિશેષ થવા પામે છે. માટે ગૃહસ્થોએ ઉપર્યુક્ત નાની કે મોટી બાબતોપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. જેથી આવકના પ્રમાણુમા વ્યય (ખરચ) કરી શકાય અને ભાવી જીવન સુખમય પસાર થવા પામે.

ભોગીલાલ નામે એક યુવાન મેટ્રીક સુધી ભણેલો હતો; પણ ફેશનની શિશીયારીમાં ફસાયેલો હતો. તેની મોહિની નામે સ્રી પણ તેવાજ ગુણુવાળી હતી. બન્ને સદા અવનવા સુખોપભોગમાં મશગુલ રહેતા. વૃદ્ધ માતા-પિતાની યોગ્ય સૂચના (વેપાર કાર્યમાં જોડાવાની બ્હોળા કુટુંબના નિર્વાહ માટે ભવિષ્યની ગોઠવણુ કરવાની ભલામણુ) મળવા

છતાં, તે તરફ બેદરકારી બતાવતો; અને ઉલટો પોતાના જેવા મિત્રો સાથે નાસ્તાપાણી કરવા, બાગ–બગીચામાં ગાડીથી ફરવા, નાટક–ચેટક જોવા નિમિત્તે પુષ્કળ દ્રવ્ય ખરચતો. છેવટે પરિણામ એ આવ્યું કે પિતાની હૈયાતી બાદ આવકના સાધન શિથિલ થતાં ગયાં. જેથી થોડા સમયમાંજ તદ્દન કંગાલ દશા આવવાથી સ્વકુટુંબનું ભરણ–પોષણ કરવું તે પણ અશક્ય થઈ પડયું. આવક અને તેહેના સાધન તરફ બેદરકાર બનીને કેવળ વિશેષ વ્યય–ખરચ કરવાથી અનિષ્ટ પરિણામ પોતાનેજ ભોગવવાનો વારો આવ્યો; એટલુંજ નહિ પરંતુ આખું કુટુંબ પાયમાલ થવા પામ્યું. માટે દરેક સુજ્ઞ મનુષ્યે પ્રાચીન પદ્ધતિ દ્રવ્ય વિભાગ પાડી તે પ્રમાણે જીવન વ્યવહાર ચલાવવા પ્રયત્ન કરવો; અને આવકના પ્રમાણમાં ખરચ કરવા કાળજી રાખવી. આનંદની ચીજો કરતાં જરૂરીયાતની ચીજ તરફ લક્ષ વધારે આપવું. સાદું જીવન ગાળવા યત્ન સેવવો. જેથી ઐહિક–પારમાર્થિક શ્રેય: સાધી શકાય છે.

## અભ્યાસપાઠ ૧૨ મો.

૧ મિલકતના ૪ ભાગ પાડવા. ( ૧ ) અનામત રાખવો ( ૨ ) વેપારમાં જોડવો. ( ૩ ) ધર્મકાર્ય તથા સ્વ–ઉપભોગ માટે રાખવો. ( ૪ ) કુટુંબ–પોષણ માટે રાખવો.

૨ ફાલતુ ( બીન જરૂરીયાત ) ખરચ ન કરવો.

૩ વર્ત્તમાન સમયે પણ ભવિષ્યકાળનો વિચાર કરવો.

૪ પેદાશના પ્રમાણમાં ખરચ યોગ્ય રીતે કરવું.

૫ સાદી અને ટકાઉ વસ્તુનો ઉપયોગ કરવો.
૬ વિવાહ તથા મરણ ક્રિયા પ્રસંગે વર્ત્તમાન સ્થિતિ મુજબ વર્ત્તવું.
૭ અતિ ઉડાઉ કે અતિ કંજુસ ન બનવું.
૮ આનંદની ચીજો કરતાં જરૂરીયાતની ચીજો તરફ વધારે લક્ષ આપવું.

## કર્ત્તવ્ય ૧૩ મું. વૈભવોચિત વસ્ત્ર.

પ્રીય જિજ્ઞાસુ સખ્યો ! ગઇ કાલના વ્યાખ્યાનમાં આવકના પ્રમાણમાં ખરચ કરવું, એ વિષય પરત્વે બોલવામાં આવેલું, આજે 'વૈભવોચિત વસ્ત્ર' સંબંધે બોલવાનું છે. મનુષ્યને હમેશને માટે જરૂરીયાત ચીજોની આવશ્યક્તા હોય છે, તેવીજ રીતે વસ્ત્રની પણ ખાસ આવશ્યક્તા છે. જેથી લજ્જા કે મર્યાદા જાળવવાની સાથે શરીર–સંરક્ષણ થવા પામે છે. પરંતુ તે વસ્ત્રો સાદા, ટકાઉ અને દરેક રીતે પોતાની સ્થિતિને લાયક હોવા જોઈએ. જેમ સ્વદેશના હવા પાણી, ખોરાકી, ભોગ–ઉપભોગના સાધનો વગેરે વિશેષ પ્રમાણમાં આપણને અનુકુળ હોઈ શકે છે; તેમ વસ્ત્રો પણ સ્વદેશમાંજ બનેલા હોય તેજ અનુકૂલ હોઈ શકે. માટે તેવાંજ વસ્ત્રોનો ઉપયોગ કરવો જોઇએ. "વાસીદું કાઢતાં સાંબેલું તણાઈ ન જાય" એ કહેવતને ધ્યાનમાં રાખીને વર્ત્તવાનું છે. આજકાલ જોઇએ છીએ તો ખોરાકી વગેરેના સામાન્ય ખરચ કરતાં કેવળ વસ્ત્રોનો

કેટલો બધો ખરચો આવે છે ? એનો વિચાર અર્થશાસ્ત્રના નિયમસર જો કરીએ તો યોગ્ય સહમજી શકાય તેમ છે. માટે આવકના પ્રમાણમાં અને પોતાની સ્થિતિને યોગ્યજ વસ્ત્રો ધારણ કરવાં જોઈએ. એમાંજ ખરી માણસાઈ સમાયેલી છે. વસ્ત્રોથી મનુષ્યનું કુળ, જાતિ, વૈભવ, દરજ્જો કે પ્રવૃત્તિ જણાઈ આવે છે. તેમજ ઉદ્ધતાઈ, લોભીપણું, ઉછાંછળાપણું કે અકુલીનતા પણ જણાય છે. માટે પોતાની સ્થિતિ, વય, પદવી અને ધંધાને અનુકૂળ વસ્ત્રો પહેરવાની જરૂર છે. એક ધનાઢ્ય ગૃહસ્થ છતી શક્તિએ તદ્દન ફાટેલાં-ત્રુટેલાં કે મલીન કપડાં પહેરીને ફરે તો તે જનસમૂહમાં નિંદાપાત્ર થવા પામે છે. ન્યાયાસન પર બેઠેલા રાજા, પ્રધાન કે અમલદાર વગેરે પોતાની પદવી તથા સત્તાદર્શક વસ્ત્રો ધારણ ન કરે તો પોતાની પદવી કે સત્તાની છાપ બીજા માણસો પર પાડી શકતા નથી. શિક્ષક અથવા ઉપદેશકો પોતાના શિક્ષણ અને ઉપદેશના સમયે શક્તિ અનુસાર સભ્યતા જળવાય તેવાં સ્વચ્છ-ઉચિત વસ્ત્રો પહેરવાનો બોધ કરતા હોય, અને તેવેજ પ્રસંગે પોતે ન છાજતાં-અનુચિત વસ્ત્ર પહેરેલાં હોય તો શ્રોતૃવર્ગમાં હાસ્યાસ્પદ થવા પામે છે; એટલુંજ નહિ; પરંતુ સાંભળનાર લોકોના હૃદયમાં તથારૂપ અસર ન થતાં ઉલટો ત્હેમને બોલવાનો પ્રસંગ મળે છે કે આતો "પોથી માંહેના રીંગણાં" જેવું છે. અતિ ઝીણાં વસ્ત્રો પહેરવાથી લજ્જા કે મર્યાદા પણ જળવાતી નથી. તેમજ અતિ તંગ કસ કસતાં કે

અક્કડ કપડાં પહેરવાથી શ્વાસોચ્છ્વાસ-શ્વસન ક્રિયામાં ઉઠવા-બેસવામાં ઘણી હરકત પહોંચે છે, જેથી શરીરને ઘણું નુકશાન થવા પામે છે. પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગને લીધે હાલના કહેવાતા સુધરેલાઓ-શ્રીમંત કે સામાન્ય દરજ્જાના માણસો પોતાના દેશ, હવા અને શરીરને કેવાં વસ્ત્રો અનુકૂળ છે ? તેમજ પૈસાનો ખર્ચ કેટલો બધો વધી જાય છે ? તેનો વિચાર કર્યા વિના ફેશનેબલ કપડાં પહેરવામાંજ પોતાનું સર્વસ્વ ભૂષણ માને છે. તેવાઓએ કર્મયોગી મહાત્મા ગાંધી, તીલક, સ્વામી રામતીર્થ વગેરે મહાપુરૂષોના વસ્ત્રોની સાદી અને સાત્વિક પ્રવૃત્તિ તરફ ધ્યાન આપી તેને અમલમાં મૂકવાની ખાસ જરૂર છે.

એક રાજા તદ્દન સાદાં કપડાં પહેરી હજુરીઓ સાથે જંગલમા એક વખત ફરવા ગયેલો; પણ તેનો ઘોડો અતિ પાણીદાર હોવાથી હાથમાં ન રહેતાં હજુરીઓને પાછળ મૂકી અશ્વ એકદમ દોડતો એક ખેડુતના ખેતરની વચમાં પડયો. તે વાવેલા મોલને કચરતો-છુંદતો ચાલવા લાગ્યો.આ પ્રવૃત્તિ જોઈ ખેતરનો માલીક જે ત્યાંજ રખોપું કરતો હતો, તેણે તિરસ્કારયુક્ત શબ્દો રાજાને સંભળાવ્યા અને છેવટે કહ્યું કે:-અલ્યા ! મુરખ ! જોતો નથી કે મ્હારો મોલ બગડે છે. તું શું આંધળો બની ગયો છો ? શું અમે નધણીયાતા છીએ ? અમ્મા અમારા માવિત્રરૂપ રાજાને. યાદ રાખજે કે અમારા ન્યાયી રાજા આગળ જો હું ફરિયાદ કરીશ તો તું દંડાઈશ. માટે ચા........લ........ખેતરમાંથી બહાર નીકળ. આ તિરસ્કારના શબ્દો સાંભળવા છતાં રાજા તદ્દન મૌન

રહ્યો. તેજ વખતે પાછળ રહેલા હજુરીઓ ત્યાં આવી પહોં-ચ્યાં. તેમણે ખેડુતને જણાવ્યું કે:–અરે ! પટેલ ! એમને તું ઓળખે છે કે એ કોણ છે ? ખેડુતે કહ્યું કે:–ના.......ના.... ત્યારે હજુરીએ કહ્યું કે આ તો આપણા રાજાજી છે; માટે હવે વિચારીને તું બોલ. આ ઉપરથી ખેડુત તદ્દન શરમીંદો થઈ ગયો અને કહેલા અયોગ્ય શબ્દો માટે માફી માગી પશ્ચાત્તાપ કરવા લાગ્યો. ત્યાથી રાજાએ જણાવ્યું કે:–બાપુ ! તારો વાંક નથી, કારણકે મ્હેં આ વખતે રાજચિન્હ કિંવા રાજાને ઉચિત્ત વસ્ત્રો ધારણ કરેલ નથી. માટેજ ત્હેં એક સામાન્ય માણસની કલ્પના કરી. જે રાજા હોઈને પોતાના રાજચિન્હ અને સ્વ–ઉચિત વસ્ત્રો ધારણ ન કરે તો આવા પ્રસંગો ઘણી વખત બનવા પામે છે. " આજ કાલના કેટલાએક રાજાઓ પોતાના ચિન્હ કે પહેરવેશને તિલાંજલિ આપવા લાગ્યા છે. તે પણ વીસમીસદીની બલીહારીજ છે. કારણકે હાલ પાશ્ચાત્ય પવન વાયો છે, સ્થિતિ એવી બને છે કે જુનું ગયું અને નવું આવ્યું નહિ. ખરેખર આ પ્રવૃત્તિ શું શોચનીય નથી ? " આ વગેરે હકીકત કહીને ખેડુતને નુકશાનીનો બદલો અપાવ્યો; અને રાજાએ ત્યારથીજ તે છડા–ઉદ્ભટ વસ્ત્રો પહેરવાની પ્રતિજ્ઞા કરી.

કોઈ એક વખત એક ઢેડ, અતિ ભપકાદાર લુગડાં પહેરી–બનીઠની હાથમાં રૂપેરી હુક્કો રાખી ઘોડાપર ચઢી ચાલ્યો જતો હતો. તેવામાં એક હુક્કાનો ચુસ્ત બંધાણી સામો મળ્યો. ભરેલો હુક્કો જોતાંજ ત્હેનું મન લલચાયું, અને પોત-

તાની ઇચ્છા પૂરી કરવા તેની પાસે હુક્કો પીવાની માંગણી કરી. ભંગીએ નમ્રતાથી જવાબ આપ્યો કે:-બાપુ ! હું નીચવાડીઓ ભંગી છું જેથી તે માણસ શરમીંદા થઈ ગયો; અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે કપડાના ભપકાથી અંજાઈ હું ભૂલ થાપ ખાવા પામ્યો.

આ બન્ને દષ્ટાંતથી સ્હમજવાનું છે કે પોતાની સ્થિતિને પ્રતિકૂલ-હલકા કે અતિ દમામવાળા વસ્ત્રોથી ઘણી વખત ન ઇચ્છવા યોગ્ય પરિણામ ઉત્પન્ન થવા પામે છે. માટે પોતાની સ્થિતિ કે દરજ્જાને યોગ્ય હોય તેવાં વસ્ત્રોથી સ્વ આચાર-વિચાર કે ફરજ જાળવી શકાય છે.

### અભ્યાસ પાઠ ૧૩ મો.

૧ ઋતુ, શરીર અને દેશને અનુકૂળ વસ્ત્ર પહેરવાં.
૨ શરીરનું સંરક્ષણ થાય અને વૈભવ કે દરજ્જો જળવાય તેવાં વસ્ત્ર પહેરવાં.
૩ અતિ આછાં, અતિ તંગ, અતિ ઢીલાં, મલીન કે ભીનાં વસ્ત્ર ન પહેરવાં.
૪ શરીરની લાજ-મર્યાદા જળવાય તેવાં વસ્ત્ર પહેરવાં
૫ જાતિ-કુલ કે ધંધાને લજાવે તેવાં વસ્ત્ર ન પહેરવાં.
૬ દિવસનાં પહેરેલાં વસ્ત્ર રાત્રે ન પહેરવાં.
૭ સ્વદેશમાં બનેલાં ધોળાં અને સ્વચ્છ વસ્ત્રો પહેરવાથી શારીરિક અને આર્થિક સ્થિતિનો લાભ સાંપડે છે.
૮ સાદા અને ટકાઉ વસ્ત્ર પહેરવાં.

---

## કર્ત્તવ્ય ૧૪ મું. સ્વદેશ આચાર.



મુમુક્ષુ માનવગણુ !

ગત દિવસે વૈભવોચિત વસ્ત્રો વિષે કહેવામાં આવેલું, આજે સ્વદેશ–આચાર એ વિષય પરત્વે ઉપદેશ કરવાનો છે. બંધુઓ! વસ્ત્ર પણ એક સ્વદેશનો મુળ આચાર છે. એટલુંજ નહિ પરંતુ પોતાના દેશની અઢળક લક્ષ્મીનું સંરક્ષણ કરનાર છે. પોતાના દેશ બંધુઓને હુન્નર–ઉદ્યોગમાં જોડનાર, ભુખ્યાંને ભોજન આપનાર ઉત્તમ સાધનરૂપ છે. અર્થાત્ સ્વદેશમાંજ જો વસ્ત્ર વણાતાં હોય તો તેને અંગે રૂ વાવનારા, કાંતનારા, પીંજનારા અને વણનારાઓનો ધંધો કેટલો વૃદ્ધિંગત થવા પામે ? જેમ વસ્ત્ર માટે છે તેમજ આપણા દેશને ખાસ ઉપયોગની બીજી વસ્તુઓ માટે પણ ઘણુંજ વિચારવાનું છે. પ્રત્યેક મનુષ્યે પોતાના દેશના ખાસ આચાર પ્રમાણે વર્ત્તવાની મુખ્ય ફરજ છે. અન્યથા તે સ્વદેશદ્રોહી તરીકે જાહેર થવાની સાથે કુદરતના કોપને વ્હોરી લે છે. જે મનુષ્યને સ્વદેશાભિમાન ( અહંકાર નહિ ) છે તેનુંજ માનવ જીવન તરીકે જીવવું ઉપયોગી છે. માટે દરેક મનુષ્યે પોતાના દેશ પ્રમાણે ખોરાક, પોશાક, ગૃહવ્યવહાર અને તમામ રીત–રીવાજ સ્વીકારવાની ખાસ જરૂર છે. છતાં હાલ વિદેશીઓના સહવાસથી ભારત માતાના કેટલાએક પુત્રો સ્વદેશી વસ્ત્રો અને રીત–રીવાજને તિલાંજલિ આપીને પોતીજોટા,

અંગરખું, પાઘડી, દુપટ્ટો વગેરેનો તિરસ્કાર કરી કોટ, પાટલુન, ખમીશ, કોલર, નેકટાઇ, હેટ વગેરે પહેરવામાં પોતાનું માન સમજે છે અને ખોરાકીમાં પાંઉ, બીસકીટ, ચાહ, દારૂ, ટૅાનીકફુડ, કોડલીવર ઓઈલ વગેરે વગેરે જેવી અપવિત્ર વસ્તુનો છુટે હાથે ઉપયોગ કરવામાં આનંદ માને છે. તેમજ ભોજન સમયે નાહી ધોઈ એકજ ધોતીઉં પહેરી પાટલા ચાકળાપર કે ભોંયપર બેસી જમવાની પ્રાચીન યોગ્ય રીતિને ભૂલી જઈને તેને બદલે બુટ, મોજાં પહેરી ખુરશીપર બેસી મેજપર ગોઠવેલા ચીનાઈ માટીના કે ઓપ ચડાવેલ લોઢાના યા કાચના વાસણમાં જમવાની પાશ્ચાત્ય પદ્ધતિનું અનુકરણ કરવાનું ઘણે સ્થલે જોવામાં આવે છે. જ્યાં વિશેષ ઠંડી કે અત્યંત ભેજ હોય ત્યાં ખુરશી, બુટ કે મોજાં પહેરવાની જરૂર ભલે હોય. ખુલ્લા પગ રાખવાથી કે જમીનપર બેસી જમવાથી મર્યાદાનો કંઈ પણ ભંગ થતો નથી. કારણ કે જે અંગોનું અવલોકન કરવાથી ચિત્તમાં વિકૃતિ થવા પામે તોજ લજ્જા કે મર્યાદાનો ભંગ થવા પામે એ નિ:સંશય છે. માટે ભોજન પ્રસંગે ખુરશી પર બેસવું, બુટ કે મોજાં પહેરવા એ પણ આપણને (સમશીતોષ્ણ પ્રકૃતિવાળાને) ઉચિત નથી. જોડા પહેરવાનો પણ ઉદ્દેશ એવો હોવો જોઇએ કે કીચડ, કાંટા કે અપવિત્ર વસ્તુથી પગનું રક્ષણ થઈ શકે. માટેજ ત્હેને પગરખા કે કાંટારખા કહેવામા આવે છે. પરંતુ બુઝ કે બૂટ પહેરવા એ તો દેખીતી રીતે પગ પર ઘાતકીપણું કરવામાં આવે છે. આ હકીકતને કેવળ ફૈશનમાં

ફસાયેલાઓ હાલ તો હસી કાઢશે; પરંતુ જ્યારે તુલનાત્મક બુદ્ધિથી વિચાર કરવામાં આવશે, ત્યારે સત્યરૂપે સ્હમજાશે. પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ખોરાક અને પોશાકથી ગૃહવ્યવહાર વગેરે જે થોડા ખરચવડે ચલાવાતો; તે વ્યવહાર આજે બ્હોળા ખરચવાળો થવા પામ્યો છે. અર્થશાસ્ત્રથી વિચારતાં આ ચાલતી પ્રવૃત્તિ દેશને અતિ હાનિકારક છે. એટલુંજ નહિ પરંતુ અતિ કંગાલિયત સ્થિતિમાં સપડાવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે–થયો છે. માનસશાસ્ત્રથી વિચારતાં પણ ખુલ્લું જણાય છે કે તે પ્રવૃત્તિ અંતઃકરણ અને સ્વધર્મને મલીન કરનાર છે. જ્યારે પ્રાચીનતમ આર્યપ્રજા સ્વધર્મ માટે પોતાનું સર્વસ્વ ત્યાગ કરવામાં ગૌરવ માનતી, તેજ પ્રજાના સંતાનો વિદેશી વસ્ત્ર વગેરેનો મોહ છોડવાને કટીબદ્ધ થવા ન પામે તો તેને દેશ કે ધર્મના દ્રોહ કરનાર તરીકે શું ન ગણી શકાય ? આપણા તન, મનને સ્વદેશમાં પેદા થયેલ વસ્ત્ર અને પાકેલો ખોરાક ગુણકારી છે; પણ વિદેશી ખોરાકી, પોશાકી પ્રતિકુળ છે, એમ ઘણા સ્વદેશ હિતચિંતકોનું કહેવું યથાર્થ છે. મ૦ લોકમાન્ય મી. તીલક અને મહાત્મા ગાંધી જેવા અગ્રગણ્ય પુરૂષો ગમે તે દેશમાં જ્યારે જતા ત્યારે ગમે તેવા સંકટ પ્રસંગે પણ ભારત વર્ષનાજ આચાર પ્રમાણે વર્તતા–વર્તે છે અને તે વર્તન સત્યાગ્રહ તરીકે પાળવા મહાત્મા ગાંધીજી ભલામણ કરે છે. હાલના કેટલાએક સુધારાની ટોચે ચડેલા ભારતપુત્રો, વિદેશીના સહવાસથી અથવા એક બીજાના અનુકરણથી પોષાકી વગેરેની ફેસનમાં ફસાઈને

સ્વદેશી વસ્ત્રોને તિલાંજલી આપીનેજ અટકયા નહિ, પરં
આર્યનું મુખ્ય ચિન્હ જે શિખા તેને પણ ઑયકૉટ કર
બાબરીનો પ્રચાર કરવામાં બહાદુર બન્યા ! તે પણ સમયન
બલીહારી ! વળી વધારે શોચનીય તો એ છે કે હિંદ
આર્યભાષાઓમાં વિવિધ પ્રકારનાં સંપૂર્ણ સાહિત્ય છત
તેનાથી પોતે વિમુખ રહી અને પોતાના પુત્રોને પણ દ
રાખવા યત્ન કરી પરભાષામાં જ દરેક પ્રકારનું શિક્ષ
લેવાની કડવી ફરજ પાડવામાં આવે છે. કદાચ પાશ્ચિમાત
ભાષાનું સામાન્ય જ્ઞાન મેળવવું એ હિતાવહ છે, પરંતુ એ
લેથીજ તેઓ ન અટકતાં પોતાની આર્ય બાળાઓને પ્રાચી
કાળમાં ગૃહકેળવણીની સાથે જે ધાર્મિક-નૈતિક શિક્ષ
બાળકને કેમ ઉછેરવા, આરોગ્ય કેમ જાળવવું અને ગૃહ કુટુ
બમાં હળીમળી રહેવું વગેરે પવિત્ર આર્ય કેળવણી આપવા
ભૂલી જઈ હાલમાં ફક્ત શુષ્ક, રક્ત શોષણી કેળવણી જે-
પલક વાંચન-લેખન સાથે કેટલુંએક બીન જરૂરી શિક્ષ
અપાય છે; કિંવા આપવામાં આવે છે. જહેનું પરિણા
શરીરના ક્ષય સાથે ઘણા વખતનો અને દ્રવ્યનો મોટે ભા
ભોગ આપવા સિવાય કાંઇપણ જોવામાં આવતું નથી. એ
આપણી અધોગતિની નીશાની રૂપ છે. માટે સ્વદેશી વસ્ત્ર
સ્વદેશ-આચાર અને રાષ્ટ્રીય કેળવણીનો જેમ વિશે
પ્રમાણમાં પ્રચાર થશે, તેજ આ આર્યભૂમિનો સત્વર ઉદ્ધા
નિશંશય થશે. એજ આર્યપુરૂષોનું ધ્યેય હોવું જોઈએ

ફેસને કેટલું ઘર ઘાલ્યું છે તે આ એક નીચેની કવિતા ઉપરથી તહ્મો જાણી શકશો.

ગઝલ.

જમાનો વહી ગયો જુનો, અરે ! ફેશન વિના સુનો;
અમોને શોખ પ્યારો છે, અમારો એ સુધારો છે. ૧

ગમે ના પાઘડી જરીએ, શિરે ટોપી ધરી ફરીએ;
જુનો ધારો અકારો છે, અમારો એ સુધારો છે. ૨

વિના દર્દ ધર્યાં ચશ્મા, ભલે આંખે પડે વશમાં;
સોનેરી ફ્રેઇમવાળો છે, અમારો એ સુધારો છે. ૩

ભલે ઘરમાં નથી ખાવા, ભલે બાપા બને બાવા;
નવીન પોશાક પ્યારો છે, અમારો એ સુધારો છે. ૪

પૂજા ને સ્નાન સંધ્યાનો, વળી પરમાર્થ કરવાનો;
નકામો એ કુટારો છે, અમારો એ સુધારો છે. ૫

ગમે ના ઘરમાંહિ ખાવું, સદા હોટેલ વિષે જાવું;
તિહાંનો સ્વાદ સારો છે, અમારો એ સુધારો છે. ૬

ચડાવી બુટને મોજાં, ફરીશું બાગ વાડીમાં;
ગમે તે નાતનું ખાવું, અમારો એ સુધારો છે. ૭

અહાહા ! ચાંડી ને બીડી, અમારી સ્વર્ગની સીડી;
પીએ ના તે ગમારો છે, અમારો એ સુધારો છે. ૮

તમોને જે કહેવાનો. સુધારો જુજ છે આ તો;
હજુ બીજા હજારો છે, અમારો એ સુધારો છે. ૯

મણિકાન્ત.

### અભ્યાસપાઠ ૧૪ મો.

૧ સ્વદેશજ આપણું ઐહિક સ્વર્ગ છે.
૨ સ્વદેશમાંજ બનેલાં વસ્ત્રો પહેરવાં.
૩ સ્વદેશી આચારનો ત્યાગ આત્મભોગે પણ ન કરવો.
૪ સ્વદેશી ભાષામાંજ શિક્ષણ મેળવવું.
૫ વિદેશી વસ્ત્ર વગેરેમાં વ્યામોહ થવું નહિ.
૬ આર્ય સંસ્કૃતિને સંપૂર્ણ માન આપવું.
૭ સ્વદેશનું ગૌરવ જાળવવા તન, મન કે ધનનો ભોગ આપવો.
૮ આર્ય પ્રાવચનિક મહાપુરૂષને પગલે ચાલવું.
૯ આર્યતા વિનાશક અને દેશને કલંકરૂપ પ્રવૃત્તિને ચાહે તે ભોગે ત્યજવી.

---

## કર્ત્તવ્ય ૧૫ મું. પોષ્ય વર્ગ.

---

મહાભાગ્ય સભાસદો ! ગત વ્યાખ્યાનમાં સ્વદેશ-આચાર એ વિષયપરત્વે વિવેચન કરવામાં આવેલું. આજે પોષ્ય વર્ગ વિષે ભાષણ કરવાનું છે. વ્હાલા બંધુઓ ! અનેકધા સ્વદેશ આચાર પૈકી પોષ્યવર્ગનું પોષણ કરવું એ પણ એક આચાર યાને પ્રાચીન પદ્ધતિ છે. કેવળ આત્મીય પોષણ કરવાનો સ્વતંત્ર હક્ક કુદરતે પણ આપણને આપ્યો નથી. આપની શક્તિનો વિશેષ પ્રમાણમાં વિકાસ કરીને સ્વ-

પણ પોષણ કરવું. ઉપપોષ્ય વર્ગની ગણના ડાહ્યા પુરૂષોએ નીચે પ્રમાણે કરેલી છે:—

૧ સ્વગોત્રજ, મોશાળ અને શ્વસુર પક્ષ.
૨ સંબંધીજન અને મિત્રવર્ગ.
૩ નિરાધાર વિધવા, પુત્રી કે બેન, સ્વ કે અન્ય જાતિના કુલીન, વૃદ્ધ માણસ તેમજ લાંબો વખત નોકરી કરનાર દાસ દાસીઓ.

એ બધામાંથી કોઈપણ વ્યક્તિ જ્યારે સ્વશક્તિથી પોતાનું ભરણ–પોષણ કરવાને અશક્ત થાય, ત્યારે તેની પણ સેવા, ભરણ–પોષણ કરવાની તેટલીજ ખાસ જરૂર છે. પોષણ કરનારે બહુ સાવચેતી રાખવાની છે કે:—મુખ્ય (પોષ્ય) અને ઉપપોષ્ય વર્ગને જે જે ધર્મ અને કર્મ અર્થાત્ ધર્મકાર્ય અને વ્યવહાર કાર્યમાં ત્હેમને નિયમિત પ્રયત્નશીલ બનાવવા. જો તેમ ન કરવામાં આવે તો તે લોકો આળસુ, એદી કે બેદરકાર બનવાથી અનાચાર કે અનીતિમાં પ્રવૃત્તિ કરવા ઇચ્છે. માટે તેવી જોખમદારીથી પોષક વ્યક્તિએ ખબરદાર રહેવું જોઈએ. ઉપર્યુક્ત વિવેક વિના પોષણ કરનાર પુરૂષ જો બેખબર રહેવા પામે અથવા આંખમીંચામણાં કરે તો પોષ્ય કે ઉપપોષ્ય વર્ગને જે કરેલી સહાય તે નિષ્ફળ જવા પામે. એટલુંજ નહિ, પરંતુ સીધી કે આડકતરી રીતે પોતાને ઘણુંજ નુકશાન થવા પામે છે. વિશેષમાં પોતાની આબરૂ કે મહત્તાને પણ મોટો ધક્કો પહોંચે છે. માટે કોઈપણ પોષક

પુરૂષે બહુજ કાળજીથી વર્ત્તવું જોઈએ. આજકાલ કેટલાએક શ્રીમંત ઉદાર ગૃહસ્થો તરફથી અનાશ્રિત ફંડ ચાલે છે. જેમાંથી ઉપપોષ્ય વર્ગનું ભરણ-પોષણ થવા પામે છે. પ્રાચીન કાળમાં દાનની (સહાય કે પોષણ કરવાની) પદ્ધતિ જુદા પ્રકારની હતી. તે વખતે દાતાર નમ્ર ભાવથી લેનાર વ્યક્તિને પૂજ્ય બુદ્ધિથી સહાય કરવા-દાન કરવા વખતે કહેતા કે આ હું જે આપું છું તે આપ સ્વીકારશો ? આજે તો કેટલાએક ગર્વાંધ શેઠિયાઓ કોઈને સહાય આપવા વખતે કહે છે કે તમે નિરાધાર છો-ભુખે મરો છો માટે અમે તમને આ આપીએ છીએ ? બંધુઓ ! ખરેખર હાલમાં ચાલતી સહાયક પદ્ધતિ યાને ભરણ-પોષણની રીતિથી મનુષ્યોને નિરૂદ્યમી, હરામ વૃત્તિવાળા બનાવવાનો શું માર્ગ તેઓ તરફથી ખુલ્લો થવા નથી પામતો ? એ ખાસ વિચારણીય છે. દરેક મનુષ્યને સ્વાવલંબી બનાવવા ખાસ શ્રીમંતોએ કાળજી રાખવી જોઈએ. જિંદગાની પર્યંત બીજાના આશ્રયથીજ ગુજરાન ચાલે એ પ્રવૃત્તિ ઇચ્છવા યોગ્ય નથી. માટે પોષ્ય કે ઉપપોષ્ય વર્ગનો ભરણ-પોષણ કરવાની સાથે કંઈપણ યોગ્ય હુન્નર-ઉદ્યોગ વગેરેનું ઉત્તમ શિક્ષણ આપવા ભૂલવું નહિ. એ વાત ખાસ કુટુંબના અગ્રેસરે ધ્યાનમાં રાખવી જોઇએ. તો તે પોષ્ય કે ઉપપોષ્યના ઋણથી મુક્ત થઈ પોતાનો પણ અભ્યુદય કરી શકે છે.

## અભ્યાસ પાઠ ૧૫ મો.

૧ ગમે તે ભોગે પોષ્યવર્ગનું પોષણ કરવું.

૨ પોષ્યવર્ગના જરૂરી પાત્રોને યોગ્ય કેળવણી આપવા-અપાવવા સગવડ કરવી.

૩ અજ્ઞાત આશ્રિતવર્ગની સાથે ઉદાર અને આનંદથી વર્તવું.

૪ પોષ્યવર્ગ, સ્વકર્ત્તવ્ય પરાયણ થાય તેમ યોજના કરવી.

૫ કોઈપણ માણસ દુ:ખદ સ્થિતિમાં સપડાય, ત્યારે અવશ્ય મદદ કરવી.

૬ પોષકે હમેશાં ગંભિરતા, સહનશીલતા અને શાંતિ ધારણ કરવી.

૭ ગમે તેટલા ઉપકાર કરવા છતાં પોતાની બડાઈ ન બતાવવી.

૮ પોષ્ય કે ઉપપોષ્ય વર્ગને સ્વાવલંબી બનાવવા.

૯ આર્થિક સહાય કરતાં વિદ્યા, હુન્નર કે ઉદ્યોગ માટે વિશેષ સહાયક બનવું.

---

## કર્ત્તવ્ય ૧૬ મું. શિષ્ટાચાર.

---

સુશીલ સભાજનો ! ગતદિવસે પોષ્યવર્ગ સંબંધે કહેવાયેલું. આજે શિષ્ટાચાર વિષે પ્રવચન કરવાનું છે. મહાશયો ! પોષ્યવર્ગનું ભરણ-પોષણ કરનારજ શિષ્ટાચારનું ખરી રીતે પ્રતિપાલન કરી શકે છે. જે મનુષ્ય પોતાનું કે સ્વકુટુંબનું

એક રાજા પોતાની પ્રજાના અભ્યુદય માટે સર્વ પ્રકારની સામગ્રી પુરી પાડવા અત્યંત કાળજી રાખતો અને રૈયતને પુત્ર-પુત્રી તરીકે ગણતો. તેથી પ્રજામાંના કોઈપણ નિરપરાધી પુરૂષને પોતાના અથવા રાજ્યના ગમે તેવા જરૂરી સ્વાર્થ માટે દુઃખ આપવા ન ઈચ્છતો. પ્રજાના શ્રેયથીજ રાજ્યનું શ્રેયઃ છે. એમ અંતઃકરણથી માનતો. રાજા અને કુશળ પ્રધાન-મંડળ ધાર્મિક વિષયમાં પરમ આસ્તિક અને ઉદાર હતું: પરંતુ રાજાનો એક પુરોહિત, આસ્તિક છતાં અંધશ્રદ્ધાળુ હતો. કોઈ કોઈ પ્રસંગે રાજ્યસભામાં ધાર્મિક ચર્ચા સબબે પુરોહિત અને રાજાના વિચારો જુદા પડતા. રાજાના ઉદાર વિચારોને લઈ પ્રધાન મંડળ પણ તેજ વિચારોને અનુમોદન આપતું. જેથી પુરોહિત પોતાનું અપમાન થયેલું માનતો. એક સમયે રાજા પોતાના દુશ્મનને જીતીને સંધ્યાકાળે શહેરમાં પ્રવેશ કરતો હતો, તેવામાંજ કોટનો દરવાજો તુટી પડ્યો; પણ કોઈને નુકશાન ન થયું. પુરોહિતે જણાવ્યું કેઃ—રાજન્! અત્યારે અશુભ સમય છે, માટે રાત્રી શહેર બહાર બગીચામાં ગાળવી. પડેલ દરવાજો દુરસ્ત કરાવવા પ્રધાને તત્કાળ ગોઠવણ કરી. પ્રાતઃકાળે નગરમાં પ્રવેશ કરતાં ફરીથી તેજ દરવાજો તુટ્યો. રાજાએ આશ્ચર્ય પુરોહિતને પૂછયું કે બે વખત દરવાજો કેમ તુટી પડ્યો? પુરોહિતે કહ્યું કેઃ—નગરની અધિષ્ઠાતા ચંડિકામાતાનો કોપ થયો હોય તેમ જણાય છે. વાસ્તે એક મનુષ્યનો ભોગ માતાજીને આપી શાંતિકર્મ કરાવીએ તો આ

પ્રકોપ ટળવા પામે; અને ભવિષ્યમાં આપને તથા પ્રજાને શાંતિ થાય. પુરોહિત મનમાં જ વિચાર કરવા લાગ્યો કેઃ—રાજા ઘણી વખત સભામાં અહિંસાત્મક શિષ્ટાચાર વગેરે વાતો ઉપર બહુ જ ભાર આપે છે. એટલું જ નહિ પણ સર્વસ્વનો નાશ થાય તોપણ મનુષ્યે શિષ્ટાચાર છોડવો નહિ એમ અનેક પ્રસંગે બોલે છે. તો આજે તે અહિંસાત્મક શિષ્ટાચારનું કેટલા પ્રમાણમાં પાલન કરી શકે છે? તે જાણવાનો આ સમય છે. રાજાએ ત્હેના હૃદયની કંઇક અંશે હકીકત ત્હેના ચ્હેરા ઉપરથી જાણી લીધી અને મનુષ્યભોગ આપવાનું સાંભળીને રાજાએ કહ્યું કેઃ—અરે! પુરોહિત! તું આ શું બોલે છે? મારા અલ્પ અને ક્ષણીક સ્વાર્થ માટે ઉત્તમ નરદેહનું બલિદાન આપવું તો દૂર રહ્યું, પરંતુ કોઈ પ્રાણીનું પણ બળીદાન હું આપીશ નહિ. રાજ્યના ક્ષણિક વૈભવની કિંમત કરતાં નરદેહની કિંમત વિશેષ છે, એમ હું ખાસ માનું છું. માટે શાંતિ નિમિત્તે બીજું યોગ્ય દાનપુન્ય કરો. છતાં પુરોહિતે પ્રજાના અગ્રેસરોને આડું અવળું સમજાવી ખોટે રસ્તે દોર્યા. જેથી એક દરિદ્ર મનુષ્યને દ્રવ્યની ઘણી લાલચ આપી તેના સાત પુત્રમાંનો એક નાનો પુત્ર મનુષ્યયજ્ઞ માટે પ્રજાદ્વારા રાજા પાસે રજુ કરાવ્યો. મુખ્ય નાગરિકોએ અરજી કરી કેઃ—હે અન્નદાતા! આપના ક્ષેમકુશળ માટે બલિદાન આપવા આ બાલકને રજુ કરીએ છીએ અને તેની હત્યાથી જે પાપ થાય તે અમારા શિરપર લેવા તૈયાર

છીએ. ત્યારે રાજાએ જણાવ્યું કેઃ—મારા નિમિત્તે થવાના પાપનો ભોક્તા હું જ થાઉં, તેમજ પ્રજાએ કરેલા પાપ-પુણ્યનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે; એમ શાસ્ત્રનું કથન છે. "અરે! જ્યારે જ્યારે ધર્માધિકારી પુરૂષો (ગૃહસ્થો કે ત્યાગીઓ) અંધશ્રદ્ધાળુ કે સ્વાર્થાંધ બને છે, ત્યારે ત્યારે લોકોને સ્વધર્મના માર્ગે દોરવામાં પાછી પાની કરતા નથી. ખરેખર, પ્રાચીન કાળમાં પણ આપખુદી બ્રાહ્મણોએ પોતાની સત્તાનો અવળો ઉપયોગ કરી હિંસામય નરમેધ કે અશ્વમેધ વગેરે યજ્ઞોની પ્રક્રિયા ચલાવી, જેથી સર્વત્ર હિંસામય પ્રવૃત્તિ જોસભેર ચાલવા લાગી; પરંતુ તે વખતે જૈનના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુએ અને બુદ્ધ ભગવાને બ્રાહ્મણની પોપલીલાનો પડદો તોડીને અહિંસાનું સામ્રાજ્ય પ્રવર્તાવ્યું. આ વખતે આ પુરોહિતે પણ તેજ રીતિનું અનુકરણ કરી આ ભોળા લોકોને પોતાની જાળમાં ફસાવેલ છે. એમ હૃદયથી વિચારીને પુરોહિત અને પ્રજાજનને ઉદ્દેશીને કહ્યું કે હું કોઈ કાળે પણ મનુષ્ય વધ કરવા આજ્ઞા આપીશ નહિ. આમ વિવાદ ચાલતો હતો તેવામાં રાજાની દૃષ્ટિ રજુ થયેલા બાળકપર પડી. બાળકને હસતો જોઇ આશ્ચર્ય પામી રાજાએ પૂછયું કેઃ—હે વત્સ! મોટા દેવ, દાનવ કે માનવ મરણના નામમાત્રથી ત્રાસ પામે છે, પણ તને તો મારવા માટેજ અત્રે લાવેલ છે એમ તું જાણે છે; છતાં શા માટે હસે છે? બાળકે પ્રસન્ન વદને જવાબ આપ્યો કેઃ—હે ગૌ-બ્રાહ્મણ પ્રતિપાળ ધર્મપ્રિય રાજન્! જ્યાં લગી કોઈપણ ભય પાસે ન

આવ્યો હોય ત્યાં લંગણુ ડરવું કે રડવું શું ? તેમજ ભય પાસે આવે તોપણ રડવું કે ડરવું શા માટે ? બાળકના આવા નિડર શબ્દ સાંભળી રાજા અતિ ખુશ થઈને કહેવા લાગ્યો કે:-- અહો પ્રજાજનો ! જ્યાં સુધી મારામાં ક્ષાત્રતેજ છે; ત્યાં સુધી મારા સંપૂર્ણ રાજ્યભોગે પણ આ બાળકનો વાળ વાંકો કરવા દઈશ નહિ. તે નિર્દોષ બાળકને પોતાના ખોળામાં બેસાડી શિરચુંબન કર્યું. આ બાળકની પવિત્રતા અને રાજાનો અડગ અહિંસાત્મક શિષ્ટાચાર-ઉત્તમ આચરણના પ્રભાવથી ચંડિકાદેવી પ્રગટ થઇ અને પ્રસન્ન વદને તેમનાપર પુષ્પવૃષ્ટિ કરી તત્કાળ દરવાજાની સ્થિતિ અસલ જેવી બનાવી દીધી. બંધુઓ ! હાલ કેટલાએક રાજાઓ ધર્મઘેલછા અથવા વ્હેમના નિમિત્તે પાડા કે બકરા વગેરેનો ભોગ માતા કે દેવના નામે આપે છે. તેઓ આર્ય સિદ્ધાંતોના પવિત્ર ફરમાનો તરફ આંખ મીચામણાં કરી બેદરકાર બને છે. એટલુંજ નહિ; પરંતુ તેથી કાંઇ લાભ ન મેળવતાં પરિણામે દેશને આર્થિક તેમજ ધાર્મિક દૃષ્ટિએ અનેક રીતે નુકશાન થવા પામે છે; એ વાત સુવિદિત છે. માટે જે રાજ્ય દેશ કે કોઇપણ પ્રજામાં હિંસાત્મક અશિષ્ટાચાર-નિંદિત પ્રવૃત્તિ ચાલતી હોય તો તે પ્રવૃત્તિને સદંતર નાશ કરવા રાજા કે પ્રજાએ તનતોડ મહેનત સાથે સત્તા કે લાગવગનો સદુપયોગ કરી સર્વત્ર અહિંસાત્મક શિષ્ટાચારની પ્રવૃત્તિ ચાલુ કરવી-કરાવવી એ ત્હેમની ખાસ ફરજ છે. શિષ્ટાચારના પાલન

થીજ રાજ્ય કે પ્રજાનો અભ્યુદય થઈ શકે છે. એ વાત ખાસ લક્ષ્યમાં રહેવીજ જોઇએ.

### અભ્યાસ પાઠ ૧૬ મો.

૧ સદ્‌વિદ્યાપૂર્વક અનિંદિત કાર્ય કરનાર શિષ્ટ કહેવાય છે.
૨ લોકમાં અપયશ થવા પામે તેવું કાર્ય ન કરવું.
૩ હમેશાં દુ:ખી પર કરૂણા કરી યોગ્ય સુખના સાધનો મેળવી આપવા.
૪ ઉત્તમ કાર્યમાં સદા ઉદ્યોગશીલ બનવું.
૫ ઉત્તમ વિદ્યાવાન્ થવા કરતાં ઉત્તમ સદ્‌ગુણી થવા ખાસ કાળજી રાખવી.
૬ સદાચાર એ ગુણ જનસમાજનો પરમહિતૈષી છે.
૭ ખોટો આડંબર કે ઉદ્ધતાઇનો ત્યાગ કરવો.
૮ પોતાની શક્તિનો સદ્‌કાર્યમાં ઉપયોગ કરવો.
૯ દેશકાળના સંજોગો ધ્યાનમાં રાખી સદ્‌પ્રવૃત્તિ કરવી.

## કર્ત્તવ્ય ૧૭ મું અતિથિ-સત્કાર.

વ્હાલા વીરપુત્રો ! ગઇકાલે શિષ્ટાચાર વિષય પરત્વે વ્યાખ્યાન હતું. આજે 'અતિથિ સત્કાર' ઉપર વિવેચન કરવાનું છે. જે શિષ્ટાચાર સંપન્ન હોય તેજ અતિથિનું સન્માન કરી શકે છે. પ્રાચીન કાળમાં આર્ય સંતાનોના હૃદયમાં

અતિથિના સત્કાર કરવાની લાગણી ઓતપ્રોત હતી, જેથી કોઈપણ અજ્ઞાત મનુષ્યની શુશ્રૂષા પૂરણ પ્રેમથી કરવામાં આવતી. વર્ત્તમાનમાં બહુધા સ્વાર્થાંધ સત્કાર કરવાની પ્રવૃત્તિ ચાલે છે. અરે ! નજીકના સગા–સંબંધી કે સ્વધર્મિ બંધુઓનું આગમન સંગીન કારણસર થયેલ હોય તોપણ ત્હેમની સેવા કે સન્માન હૃદયના ઉમળકાથી કરવામાં ઘણીજ ઉણપ જોવાય છે. કાં ક્યારે આવ્યા ? રોકાશો ? ક્યારે જવાના ? આવીજ પ્રશ્ન પરંપરા કરવામાં આવે છે. ખરેખર ! અતિથિનું સન્માન કરવું એ આર્યપુરૂષોનું ખાસ ભૂષણ ગણાતું, તે આજે ગોઢિયાની ઠગવિદ્યા જેવી થવા પામી છે. માટે બંધુઓ ! જે પ્રાચીન પ્રવૃત્તિ મૃતપ્રાય: થવા પામી છે, ત્હેને સજીવન કરવાની ખાસ જરૂર છે.

સામાન્યત: સર્વ મનુષ્યનો યથોચિત આદર–સત્કાર કરવો એ માણસનું વ્યવહારિક ઉચ્ચ કર્ત્તવ્ય છે. તથાપિ દેવ, અતિથિ અને દીન એ ત્રણેનો ખાસ કરીને આદર–સત્કાર કરવો; પણ એ ત્રણેની ઓળખાણ હોવી જોઇએ.

૧ દેવ=અવિદ્યા આદિ કલેશ, કર્મ અને સુખ–દુ:ખની ઇચ્છા રહિત, અજર, અમર, વીતરાગ, ( રાગ દ્વેષ રહિત તે) જ્યોતિ: સ્વરૂપ પરમાત્મા તે.

જે અરિહંત, શંકર, બુદ્ધ, રામ, વિષ્ણુ, અલ્લા, ગોડ વગેરે જુદા જુદા નામોથી સંબોધાય છે તે. આમાંથી જે મનુષ્યો જે મજહબ સં[illegible]ાયની માન્યતા કબુલ રાખતા હોય

તેમણે સ્વ-સંપ્રદાયના ફરમાન અનુસાર તે દેવનું વિવેક પુરઃસર અનન્ય પ્રેમે વંદન, પૂજન અને સ્તવન વગેરે કરી સત્કાર કરવો.

૨ અતિથિના બે પ્રકાર છે. (૧) ત્યાગી (૨) ગૃહસ્થ.

(૧) ત્યાગી અતિથિ=નિત્ય ધર્મકાર્યમાં અમુક તિથિ કે વાર ચોક્કસ કરેલ નથી તે. અર્થાત્ સદા સ્વ નિત્ય નૈમિત્તિક ( ધર્મ ) કર્ત્તવ્ય કરનારા એવા મુનિ, સાધુ, સન્યાસી, યતિ, પરમહંસ, ઓલીયા વગેરે ભિન્ન ભિન્ન સંપ્રદાયમાં જે જે માન્યતા છે; તે તે માન્યતા મુજબના વેષ-વર્ત્તન વાળાઓને કોઇ અનિયમિત સમયે સુયોગ થાય, તે વખતે તેનો યથોચિત આદર કરી ભિક્ષાદિવડે સંતોષાય તેમ સત્કાર કરવો; પરંતુ ધર્મભેદને લઇને કોઇને તિરસ્કાર કરવો નહિ.

(૨) ગૃહસ્થ અતિથિ=કોઇ પણ દેશ, ધર્મ કે જ્ઞાતિનો ગૃહસ્થ, પોતાના ઘરને આંગણે અચાનક આવી ચડે તે.

તેને યોગ્ય પ્રેમાળ શબ્દવડે સન્માન આપી પોતાની સ્થિતિ કે દરજ્જા પ્રમાણે આનંદથી આસન-ભોજન વગેરેથી સંતોષ આપવો અર્થાત્ સેવા કરવી. પરંતુ અતિથિને દેખી કાન આડા હાથ કરી આંખ મીચામણાં કરી નાશીપાસ થવું નહિ.

પોતાનાજ તેડાવ્યાથી અથવા અગાઉથી ખબર આપી અમુક ટાઇમે આવનારા સગા-સંબંધી કે સ્નેહીવર્ગ તે

અતિથિ તરીકે ન ગણાય, પણ પ્રાહુણા ( પરોણા ) તરીકે ગણાય છે. તેની આગતા-સ્વાગતા કરવી કે રોકવા માટે આગ્રહ કરવો એ ગૃહસ્થનું સ્વાર્થમિશ્રિત કર્ત્તવ્ય છે. અતિથિનું કરેલું સન્માન સ્વાર્થ વિનાનું છે. કેટલાએક મનુષ્ય એવા સ્વાર્થાંધ અને લોભી હોય છે કે કદાચ કોઈ અજાણ્યો ગૃહસ્થ-અતિથિ ભૂલે ચુકે પોતાના ઘેર આવી ચડે તો તરતજ તેનું અપમાન કરી તિરસ્કાર યુક્ત અપશબ્દો બોલી કાઢી મૂકે છે. એવી રીતભાત ધારણ કરનારા મનુષ્યોને શાસ્ત્રકારો રાક્ષસજ તરીકે ઓળખાવે છે.

૩ દીન=ઓછાં પુણ્યને લઈને સાધનના અભાવે કાંઇ પણ પુરૂષાર્થ કરવામાં અસમર્થ તે.

આંધળા, પાંગળા, અશક્ત, તદ્દન નિરાધાર, વૃદ્ધ અને બાળક, મહારોગી, કુદરતના કોપથી એકદમ આફતમા આવી પડેલા વગેરે. તેમને અનુકંપા સાથે ખાન-પાન કે વસ્ત્રાદિ આપી શકત્યાનુસારે પોષવાં. તન-મનનાં દુઃખ દૂર કરવા બનતો પ્રયાસ કરવો, પણ ધુતારા-ધર્તીંગ કરનારા, લુચ્ચા-લફંગા ન ફાવી જાય તેની ખાસ તજવીજ રાખવી. કોઈક કારણસર આપવાનો યોગ ન હોય તોપણ મિષ્ટ વચનોથી સંતોષ પમાડવો. મા-બાપ વગેરે વડીલોની ઉચિત પ્રવૃત્તિ જોઈ ત્હેમનાં નાનાં બાળ બચ્ચાં પણ અતિથિ-સત્કારની જરૂરીઆત જાણી તે પ્રમાણે અનુકરણ કરતાં શીખે છે. તેવા આચરણથી પોતાના કુટુંબની ખ્યાતિ થવા પામે

છે અને કરેલા સત્કારનો બદલો કુદરત અધિક લાભ સાથે વિના ઇરાદા છતાં એક યા બીજી રીતે તેને આપે છે. પશુ–પક્ષી પણ કરેલા ઉપકારને સંભારી પ્રતિ ઉપકાર કરવાના દાખલા પંચતંત્ર વગેરે શાસ્ત્રોમાં જોવામાં આવે છે. તો માનવ ગણ અતિથિ–સત્કાર કે પ્રત્યુપકાર કરવા કેમ ચુકે જ? માટે ઉપર્યુક્ત અતિથિઓની તન, મન, ધન કે પ્રેમથી સેવા કરવી જોઈએ.

એક બ્રાહ્મણની ૭–૮ વરસની બાળકી પોતાને ખાવા માટે બે પૈસાની પૂરી લઈ પોતાના ઓટલાપર ઉભી હતી. ત્યાં એક વૃદ્ધ ફકીર આવ્યો. તેની આંખમાંથી આંસુ પડતાં જોઈને છોડીએ પૂછ્યું કે:–સાંઈબાવા ! ત્હમે શામાટે રડો છો ? ફકીરે ધીમેથી કહ્યું કે:–હું ત્રણ દિવસનો ભૂખ્યો છું; કયાંયથી પણ હજી ટુકડો રોટી મળી નથી. તેથી આંખે અંધારા આવે છે. બોલવા ચાલવાની શક્તિ કમ થઈ ગઇ છે. આ શબ્દો સાંભળી તે સહૃદય બાલિકાએ દયા લાવી કહ્યું કે:–બાવા ! ત્હમે અહિં બેસો, હું મ્હારી મા પાસેથી ખાવાનું લઇ આવું. એમ કહીને ઝટ દોડતી મા પાસે ગઈ અને માને કહ્યું કે:–મા ! મા ! એક ઘરડા ફકીરને ત્રણ દિવસ થયા ખાવાનું મળ્યું નથી, તેથી તે બિચારાને કેટલી બધી ભૂખ લાગી હશે ? આજે આપણે જરા વહેલું ખાધું હતું તેથી મ્હને પાછી ભૂખ લાગવાથી ખાવામાટે પૂરી લેવી પડી. તો તે બિચારો ત્રણ દિવસની ભૂખ શી રીતે ખમી શકયો હશે ? માટે મને રોટલી

વિગેરે કંઈક આપ, હું ત્હેને ખવરાવી પાણી પાઈ આવું. મા-એ કહયું કેઃ– બેટા ! આજ કાંઈ રસોઈ વધવા પામી નથી. નહિંતર તને પણ પૂરી લેવા શામાટે પૈસા આપત ? છોકરી નિરાશ થઈ પાછી આવી ફકીરને કહ્યું કેઃ–સાંઈબાવા ! ઘરમાં બીજી કાંઈ પણ રસોઇ વધેલી નથી, તેથી આ મ્હારી પૂરી તમે લ્યો એમ બોલીને પૂરી ત્હેને આપી. ડોસાએ (ફકીરે) તે ખાધી–પાણી પીધું અને કંઈક શાંતિ મળવાથી આશિષ આપી કેઃ–બેટા ! પ્રભુ ત્હારૂં ભલું કરે. એમ કહી ચાલતો થયો. કેટલેક સમયે તે બાલિકા સારાં વસ્ત્ર–આભૂષણ પહેરી માબાપ સાથે પોતાના સગાંને ત્યાં લગ્ન પ્રસંગે ગઈ હતી. ત્યાંથી એકલી ડેલી બહાર રમવા ગએલી. બીજા બધાં લગ્નની ધામધુમમાં રોકાયેલ હોવાથી કોઈનું લક્ષ એ નાની છોકરીપર ન ગયું. એટલામાં એક ધુતારી બાઈએ પેલી બાલિકાના શરીરપર ઘરેણાં જોઈને આડું અ-વળું જોયું તો કોઈપણ માણસ જોવામાં ન આવવાથી આ પ્રસંગનો ખાસ લાભ લેવા માટે મોઢું બંધ કરી ત્હેને બંલે ચડાવી ઉતાવળે પગલે તે શહેર બહાર નીકળી ગઈ. દૂર જઇ ત્યાં કોઈપણ માણસ ન જણાયાથી તેના ઘરેણાં ઉતારવા લાગી. પાસેના ઝાડની ઓથે બેઠેલા પેલા વૃદ્ધ ફકીરે ત્હેનું આવું દુષ્કૃત્ય જોઇ ઝટ ત્યાં દોડી આવીને પોતાની ડાંગ તે દુષ્ટ બાઈના વાંસાપર મારી. જેથી તે હેબકાઈ જતાં “ ઓ બાપરે ! મારી નાંખી ” એમ પોકાર કરતી નાશી ગઈ. તે બુઢ્ઢો હોવાથી ત્હેને પકડી શકયો નહિ. પણ બાલિકાને જો-

તાજ અચંબો પામ્યો કે:—અરે ! આતો તેજ ભલી છોકરી ! જેણે મ્હને પૂરી ખવરાવી મ્હારો જીવ બચાવ્યો હતો. વૃદ્ધ ફરીરે છોકરીને પૂછ્યું કે આ શી હકીકત છે ? ત્યારે તેણે પૂર્વની સઘળી બિના જણાવી. છોકરીની હકીકત સાંભળી તરતજ તેના માબાપ જ્યાં હતા, ત્યાં તેડી જઈ ત્હેમના હાથમાં સોંપી અને બધી વાત કહી સંભળાવી. ત્યારે તે છોકરીના મા–બાપે વિચાર્યું કે:—અરે ! આપણે તો વિવાહની ધામધુમમાંજ પડી ગયા જેથી આ હકીકત કંઈ પણ જાણવામા ન આવી. પણ ધન્ય છે આ વૃદ્ધ ફકિરને ! એમ હૃદયમાં અતિ ખુશ થઇ અને વૃદ્ધ ફકીરનો મહાન્ ઉપકાર માનવાની સાથે ઘણીજ પ્રશંસા કરી. ત્યારે ફકીરે કહ્યું કે:— આ છોકરીએ અતિથિ–સત્કાર કરી મ્હને જીવતો રાખ્યો તો આજે તેનો જાન બચાવવા ખુદાએ ભલી તક આપી. યાને ત્હેમના કરેલા સન્માન સાથે ઉપકારનો બદલો વાળવા હું ભાગ્યશાળી થયો.

બંધુઓ ! કોઇનું પણ સન્માન કે સત્કાર કરવાથી કુદરત ચોક્કસ બદલો આપવાને બંધાયેલજ છે. અલબત ! આપણી ફરજ માત્ર એજ હોવી જોઈએ કે કોઈપણ અતિથિનો સત્કાર શુદ્ધ અંતઃકરણથી ફળની આકાંક્ષા વિના કરવો જોઈએ. તોજ આપણે ખરા આર્યમાતાના સંતાનોનો દાવો કરી શકીએ.

### અભ્યાસપાઠ ૧૭ મો.

૧ ઘર આગળ આવેલાં કોઈપણ અતિથિનો વચનથી સત્કાર કરવો.

૨ આવેલા અતિથિને માન સાથે યોગ્ય સ્થળે આસન આપી બેસાડવા.

૩ આવેલા અતિથિને ખાન-પાનનો આદર પ્રેમ સહિત કરવો.

૪ આવેલા અતિથિની સંપત્તિ અનુસાર બરદાસ્ત કરવા ચુકવું નહિ.

૫ પુરોણા કરતાં અતિથિનો વધારે આદર-સત્કાર કરવો એ ગૃહસ્થનો ધર્મ છે.

૬ અતિથિ-સત્કારની શક્તિ ન હોય તો નમ્રતા દાખવવી.

૭ બદલાની આશા રાખ્યા સિવાય અતિથિ-સત્કાર કરવો જોઇએ.

૮ અતિથિ-સત્કાર કરવામાં દેશ, જાતિ કે ધર્મભેદ ન હોવો જોઇએ.

૯ સગા-સંબંધી કે સ્નેહીઓ અતિથિ તરીકે ગણાતા નથી.

## કર્ત્તવ્ય ૧૮ મું. દેશયાત્રા.

શાણા આત્મબંધુઓ! ગત વ્યાખ્યાનમાં અતિથિ સત્કાર વિષય ચર્ચવામાં આવેલ હતો. આજે દેશયાત્રાનો વિષય હાથ ધરવામાં આવે છે. અતિથિનું સન્માન કરવાનો પ્r-

## કર્ત્તવ્ય ૧૯ મું. લજ્જા.

ઉદાર સદ્‌ગૃહસ્થો ! ગઈ કાલે દેશયાત્રા વિષે ભાષણ કરવામાં આવેલું. આજરોજ લજ્જા એ વિષય પરત્વે વ્યાખ્યાન કરવાનું છે. દેશાટન કરવાને ઘણા મનુષ્યો ઉત્સુક હોય છે, પરંતુ કેટલાએક તો ધાર્મિક રૂઢ સંસ્કારને લઇને એમ માને છે કે અમુક દેશમાં તો જઈ શકાયજ નહિ ! અથવા આપણે ગર્ભશ્રીમંત છીએ માટે દેશાટન કરી શકીએ નહિ; આપણી લાજ જવા પામે. બંધુઓ ! લજ્જા એ મનુષ્યનો ઉત્તમ ગુણ છે; પણ ત્હેની સાથે લોકભય ન હોવો જોઈએ. જે અકાર્ય પ્રત્યે અંતઃકરણમાં ઘૃણા-શરમ ઉત્પન્ન થવા પામે તો તે અનિષ્ટ પ્રવૃત્તિથી અટકવું એ યોગ્ય છે; છતાં કેટલાએક કહે છે કે " यद्यपि शुद्धं लोकविरुध्धं नाकरणीयं नाचरणीयं " ખરેખર ! એ વાક્યનું સત્ય સ્વરૂપ ન સ્હમજવાથીજ ઘણા લોકો ઉત્તમ અને શ્રેયસ્કર કાર્ય કરવામાં પણ લજ્જિત થવા પામે છે. જે કાર્ય ઉપલક દૃષ્ટિથી લોકવિરૂદ્ધ હોવા છતાં પરિણામે પરમ હિતાવહ હોય તો કરવા યોગ્ય છે. ભય અને શરમમાં મહાન્ અંતર છે. ભય એ ઝાકળ જેવા ક્ષણિક છે અને શરમ કે લજ્જા ગુણ ચિરસ્થાયી આષાઢી મેઘ જેવો છે. માટે જે કાર્ય સ્વ કે પરને અહિતકર્તા હોય તે માટે લજ્જા અવશ્ય કર્ત્તવ્ય છે. શાસ્ત્રીય આજ્ઞા કે પારમેશ્વરી ફરમાનને માન આપવામાં ન-

આવે અને લોકભયને માન આપવામાં ઉત્તમતા ગણાય, એ કેટલું શોચનીય છે ? વ્હાલા વીરપુત્રો ! જૈનોના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર કહે છે કેઃ—" લોકૈષણાનો ત્યાગ કરો અને તમારા હૃદયના શુદ્ધ અવાજને માન આપો."

તમારો અંતરાત્મા જે કાર્ય કરવામાં સંપૂર્ણતયા સાક્ષીભૂત ન થવા પામે તે કર્ત્તવ્યમાં લજ્જાવાન બનો. માટે જ મનુષ્યના અનેક સદ્ગુણો પૈકી લજ્જા પણ એક સદ્ગુણ છે, જેને લઈને અનેક ખરાબ કામોથી બચી શકાય છે. કદાચ કોઈ પ્રબળ પ્રારબ્ધ નિમિત્તે કંઈ અયોગ્ય કાર્ય થઈ જવા પામે, તો પણ હૃદયમાં અવશ્ય ખેદ થતાં ઘણી શરમ ઉત્પન્ન થાય છે અને ફરી તેવું કાર્ય ન કરવા વિશેષ કાળજી રાખવામાં આવે છે. ખરી લજ્જાવાળો માણસ જુગાર–વ્યભિચાર વગેરે કુવ્યસનનો તિરસ્કાર કરીને તેનાથી દૂર રહેવા યત્ન કરે છે. ઘણા દુર્ગુણોથી સપડાએલ મનુષ્ય અધઃસ્થિતિએ પહોંચ્યો હોય, છતાં પણ ત્હેનો લજ્જાગુણ અખંડિત રહેવા પામ્યો હોય, તો તે માણસ પોતાની ઉચ્ચ સ્થિતિ પુનઃ મેળવી શકે છે; પરંતુ નિર્લજ્જ થયેલ મનુષ્ય ગમે તેટલા ઉપાયોથી પણ સુધરી શકતો નથી. શરમ એ ગુણ ગૃહસ્થ કે ત્યાગીને એક સરખો ઉપયોગી થઇ પડે છે. સત્કાર્યમાં લજ્જા રાખવી એ હિતકર્ત્તા નજ હોઈ શકે. જેમકે–મોટી ઉમ્મરે વિદ્યાભ્યાસ, દેશસેવા, ધર્મકાર્ય વિગેરેમાં મશ્કરી થશે એવા અનેક ખોટા વિચારોથી દોરવાઈ–શરમાઇ જઈ તેવા કામનો ત્યાગ ન

કરવો, પરંતુ ખરાબ અનીતિમય કામકાજ માટે શરમ રાખી અટકવું એ લાભદાયક છે. વિવેક બુદ્ધિથી એ ગુણનો ખાસ ઉપયોગ કરવો જોઈએ.

આપાઢભૂતિ નામે એક જૈનાચાર્ય હતા. ત્હેમને જ્ઞાન સંપન્ન તથા ક્રિયાસંપન્ન એવા ૪ શિષ્યો હતા. આયુષ્યના અંત સમયે પ્રત્યેક શિષ્યોને આચાર્ય સૂચના કરતા કેઃ—"જો ત્હમે સ્વર્ગમાં જવા પામો, તો મ્હને ચેતવજો કે અમો ધર્મ પ્રભાવથી દૈવસંપત્તિ પામ્યા છીએ" છેવટે ૩ શિષ્યો સમાધિ મરણે સ્વર્ગલોકમાં ઉત્પન્ન થયા. પરંતુ કોઇએ ગુરૂની સૂચનાનો અમલ ન કર્યો. છેવટે ચોથા શિષ્યને તેના મરણાંતે ખાસ સૂચના કરી કેઃ—"ત્રણ શિષ્યોમાંથી કોઈ પણ ન આવ્યા; હવે તું ચોક્કસ ચેતવવા આવજે" તે શિષ્ય પણ કાળધર્મને પ્રાપ્ત થઈ દેવયોનિમાં ઉપજ્યો. તે ચેલો તત્કાળ ન આવવાથી ગુરૂએ જાણ્યું કે સ્વર્ગ કે નર્ક કંઇપણ નથી. જો સ્વર્ગ હતે તો ખબર આપતે. એમ વિચારી ત્યાગીપણું છોડી ઘર જવા તૈયારી કરી. "શા માટે અમથું દુઃખ ભોગવવું—સંસારના સુખ છોડી દેવાં!" એમ ચોક્કસ કરી પોતાના ઘેર જવા માટે નીકળ્યા; પણ વસ્ત્રો વિગેરે બીજી વસ્તુની સામગ્રી ન હોવાને લીધે સાધુ વેષે ચાલવા માંડ્યું. આ હકિકત ચોથા શિષ્યે સ્વજ્ઞાન બળથી જાણી કે—"ગુરૂજી ધર્મથી પતિત થવાની અણીપર છે" માટે એકદમ ત્યાં જઈ ત્હેને મારે સુરસ્તે ચડાવવા જોઈએ. દૈવીશક્તિવડે તરતજ ગુરૂની પરીક્ષા માટે દિવ્ય નાટકનો આરંભ મનુષ્યરૂપે કર્યો. દૈવી સંગીત અને વા-

જી'ત્રનો મધુર આલાપ સાંભળી ગુરૂ તે તરફ જવા લલચાયા અને ત્યાં આવ્યા. નાટક જોતાં મનમાં ખુશ થયા કે–"અહો ! સંગીતની શી મધુરતા ! તેમજ નાટકના પાત્રની શી લાવણ્યતા ! સાધુપણામાં આ બધું શી રીતે જોવાત ? " આ સઘળા માનસિક વિચારો પેલા દેવે જાણ્યા અને વિચાર્યું કે ગુરૂને વેષની કે કર્ત્તવ્યની દરકારજ નથી. ફક્ત સંસાર–સુખનીજ લાલસા છે. છ માસ પર્યંત નાટક જોવામાં કાળ ગાળ્યો; છતાં દેવશક્તિના પ્રભાવે ગુરૂને ક્ષુધા કે તૃષાની પણ ખબર ન પડી; છતાં અલ્પ સમય ગયો હોય એમ જણાયું ! છેવટે ગુરૂ આગળ ચાલ્યા. ફરી દેવે પણ એક શહેરનો દેખાવ કર્યો. તેમાંના ઘણા માણસો ગુરૂના દર્શન અર્થે સંઘરૂપે વાહન વગેરે સામગ્રી સહિત તંબુ નાંખી પડેલા જણાયા. તેમાંના નાની ઉમ્મરના છ બાળકો શણગાર સજી સૌની આગળ ચાલવા લાગ્યા. આચાર્યશ્રીને રસ્તામાં ભેટીને સૌએ યોગ્ય વંદન કર્યું. આષાઢભૂતિ આચાર્યે પૂછયું કે:–" બાળકો ! ત્હમે ક્યાં જાઓ છો ? " તેઓએ કહ્યું કે:–" અમુક શહેરનો સંઘ આપશ્રીને વંદન કરવા આવે છે, તેઓ થોડે છેટે પડાવ નાંખી ત્યાં રહ્યા છે. અમે આપને તેડવા માટે આગળ ચાલ્યા આવ્યા છીએ. " સંસાર સુખમાં મોહિત થયેલા આચાર્યે વિચાર્યું કે આ એક ઉત્તમ તક મળી છે, તેનો લાભ લઇ છએ છોકરાને ઉંડાણવાળી જગાએ લઇ જઈ મારી નાંખી તેમના અલંકાર ઉતારી લઉં, તો સંસારમાં પડ્યા પછી રળવા–કમાવાની કડાકુટ મટે અને આનંદથી સુખ

ભોગવાય. એમ નિશ્ચય કરી ઝટ આડો રસ્તો લીધો; છોકરાઓ પણ પાછળ ગયા. થોડેક ચાલતાં નાણું આવ્યું; ત્યાં નિર્જન સ્થળ દેખી, છોકરાઓને (એક એકને) ગળચીમાંથી પકડ્યા. દેવમાયાથી છએ નિશ્ચેષ્ટ-શબવત્ થઈ ભોંયે પડ્યા. આચાર્યે ઘરેણાં કાઢી પાત્રાં ભરી ઝોળીમાં બાંધ્યા અને તરતજ બીજે રસ્તે જવા લાગ્યા. દેવે જાણ્યું કે:-અરે! આચાર્યે જૈનના પવિત્ર અહિંસામય સિદ્ધાંતને પણ એક બાજુએ મૂકી આવું ઘાતકી કામ કર્યું. હવે જોવાનું માત્ર એટલુંજ છે કે, ગુરૂમાં છેલ્લામાં છેલ્લો લજ્જા ગુણ છે કે નહિ? આગળ ચાલતાં તેજ રસ્તે સંઘ મળ્યો, તેમણે યથાવિધિ વંદન કરી કુશળતા પૂછી અને પૂછ્યું કે:-"મહારાજશ્રી! અમારા છ છોકરા આપની સામે આવેલા તે કેમ જણાતા નથી?" તેણે ઝટ જવાબ આપ્યો કે:-"હું કાંઈ જાણતો નથી." જેણે સત્યનો પણ ત્યાગ કર્યો. સંઘે વિચાર્યું કે છોકરાઓ બીજે રસ્તે ચડી ગયા હશે, તેઓ હમણાં આવી મળશે. અસ્તુ!

સંઘમાંના સ્ત્રી-પુરૂષોએ આહારનો સમય જાણી આચાર્યશ્રીને કહ્યું કે:-"મહારાજશ્રી! અમારા મુકામે પધારો, ભાત-પાણી તૈયાર છે; કૃપા કરી લાભ આપો. એમ ચોમેરથી આગ્રહ પૂર્વક વિનંતી કરવા લાગ્યા. ગુરૂએ આનાકાની સાથે કહ્યું કે:-"મને રૂચી નથી." તોપણ ભાવિક સેવકો ઝોળી ઝાલી આગ્રહ કરી તેડી જવા લાગ્યા, એમ કરતાં ખેંચતાણ થવાથી ઝોળીની ગાંઠ છુટી પડી; જેથી પાત્રાં અને ઘરેણાં નીચે

પડયાં. પેલા છએ છોકરાના મા-બાપોએ પોતાના છોકરાઓના ઘરેણાં ઓળખી કહ્યું કે:-" મહારાજ ! આ શું ? આ ઘરેણાં તો અમારાં છોકરાનાં છે ! તમારી પાસે શી રીતે આવ્યાં ? અરેરે !-હાય હાયરે !! અમારાં છોકરાંઓને તમેજ માર્યા જણાય છે. " એમ કહી રડારોળ કરવા લાગ્યાં. એ જોઇ આષાઢભૂતિ આચાર્યના અંતરમાં બહુજ શરમ ઉત્પન્ન થઇ, ધરતી સામે જોઇ નીચી દૃષ્ટિએ નિહાળવા લાગ્યા. જાણે પૃથ્વીની અંદર પેશી જવા માગતા ન હોય ? અરે ! મ્હારા આ દુષ્કૃત્યથી જૈનસમાજ તો શું, પણ તમામ ધર્મ-સમાજને ઝાંખપ આપનાર હું થયો અને થયેલી ભૂલને માટે હૃદય કંપવા લાગ્યું. આંખમાંથી આંસુની ધારા છુટી. આ દેખાવ જોઇ દેવે વિચાર્યું કે ગુરૂના હૃદયમાં પડેલી શરમની ઉંડી છાપ હવે ભૂસાવા પામે તેમ નથી. તરતજ કરેલી દેવીમાયા સંકેલી પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થઇ હાથ જોડી " વંદેઽહં ગુરૂદેવં " એમ બોલી નમન કર્યા પછી જણાવ્યું કે:-" હે પ્રભો ! મ્હને ઓળખો છો ? હું આપનો ચોથો શિષ્ય છું. " આ વાકય સાંભળતાં ગુરૂએ જ્યારે ઉંચું જોયું, ત્યારે શિષ્યે નાટક વગેરેની તમામ હકીકત જણાવી કહ્યું કે:-"મારા ત્રણ ગુરૂબંધુઓ દેવરૂપે અવતરેલ છે, પરંતુ તે દૈવી સુખમાં મશગુલ બનવાથી આપના વચન મુજબ આવી શકયા નથી. જેથી આપશ્રીને જે નાસ્તિક ભાવના ઉત્પન્ન થવા પામેલ, તે મ્હારા આ પ્રત્યક્ષ દૃષ્ટાંતથી સમજીને પુનઃ આસ્તિક ભાવના હૃદયમાં સ્થાપન કરી અને યોગ સાધન કરી કૃતાર્થ થાઓ."

એટલું કહી આચાર્યશ્રીને પુનઃ નમન કરી દેવ અદ્રશ્ય થયો. છેવટે આચાર્યે પુનઃ દીક્ષા ગ્રહણ કરી સ્વકલ્યાણ કર્યું.

બંધુઓ ! એક લજ્જાગુણના પ્રભાવથી તદ્દન અધઃસ્થિતિએ પહોંચવાની તૈયારી પર આવેલા આષાઢભૂતિ આચાર્ય પુનઃ સ્વકર્ત્તવ્ય પરાયણ બની પોતાનું અંતિમ ધ્યેય પ્રાપ્ત કર્યું. લજ્જાથી ઉદ્ધતાઇ વગેરે દુર્ગુણોના પાશમાં સપડાઈ જવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી; માટે એ ગુણ ખાસ આદરણીય છે. જેથી ઐહિક–પારમાર્થિક ઉચ્ચ કર્ત્તવ્ય થઇ શકે છે.

## અભ્યાસ પાઠ ૧૯ મો.

૧ સ્વ–પરને દુઃખ થાય, તેવા કાર્યમાં લજ્જા રાખવી.
૨ શરમથી જુગાર, વ્યભિચાર વગેરે કુવ્યસનથી બચી શકાય છે.
૩ દેશ–સેવા વગેરે ઉત્તમ કાર્ય માટે શ્રીમાન્ કે ધીમાન્ હોય તો પણ આર્થિક ભિક્ષા માંગવા વગેરે કાર્યમાં લજ્જા ન કરવી.
૪ સભ્યતા સાથે સત્ય અને હિતકર વચનો કહેવામાં શરમ ન કરવી.
૫ કોઈના છિદ્ર ખોલવામાં કે જુઠું બોલવામાં શરમ લાભ કર્ત્તા છે.
૬ આહાર વગેરે વ્યવહારમાં ખોટી શરમથી દબાવું નહિ.
૭ સ્વાર્થપરાયણ થઇ ખોટી લજ્જા ધારણ કરવાથી અંતે નુકશાન થાય છે.

૮ લજ્જા એ છેલ્લામાં છેલ્લો ઉત્તમ ગુણ છે.
૯ પોતાને કે જનસમાજને પરિણામે હિત થાય તેવા કાર્યમાં લજ્જા દુર્ગુણરૂપ છે.



## કર્ત્તવ્ય ૨૦ મું દીર્ઘદર્શીપણું.

સહૃદય સુજ્ઞ મહાશયો !

ગત વ્યાખ્યાનમાં લજ્જા વિષે વિવેચન કરવામાં આવેલું હતું. આજે દીર્ઘદર્શીપણું એ કર્ત્તવ્ય પરત્વે બોલવાનું છે. એક વખત કદાચ કંઈપણ અયોગ્ય કાર્ય કરવા મનુષ્ય પ્રેરાય છે; પરંતુ તે વિચાર કરે છે કે આ કાર્યનું શું પરિણામ પ્રાપ્ત થશે ! એ પ્રશ્ન અંતઃકરણમાં જ્યારે ઉપસ્થિત થવા પામે છે; ત્યારે તે કાર્યથી વિમુખ થવાનો યાને દૂર થવા પ્રયત્ન સેવે છે. દીર્ઘદર્શી એટલે ઘણાજ લાંબા વિચાર કરવાની સાથે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવનો વિચાર કરવો તે. શાસ્ત્રકારો કહે છે કે હે જીવાત્મન્ ! તું કંઈપણ કાર્ય કરે ત્યારે પ્રથમ ત્હારા બળ (શારીરિક-માનસિક કે આધ્યાત્મિક) નો વિચાર કરજે. ત્હેની સાથે આત્મિક વીર્યશક્તિ, શ્રદ્ધા-પૂર્ણ વિશ્વાસ અને વિવિધ સંયોગોને ધ્યાનમાં લઈ કાર્યમાં જોડાજે. જે મનુષ્યને સ્વબળ વગેરેની શ્રદ્ધા નથી, તે કંઈપણ કાર્ય કરી શકતો નથી. કહ્યું છે કે:-'श्रद्धावान् लभते फलं' તેમજ મહાશય એમર્સન કહે

છે કે:—' જેને પોતાના આત્મા પ્રત્યે શ્રદ્ધા નથી તે માણુસ આત્મઘાતી છે' માટે દીર્ઘદ્રષ્ટિ એજ મનુષ્યનો ઉંચામાં ઉંચો ગુણ છે. જે ગુણને લઈને ઐહિક-પારમાર્થિક કાર્ય કરી શકાય છે.

દીર્ઘદર્શીત્વનો પરિણામ દીર્ઘસૂત્રીપણામાં ન થવા પામે તે માટે ખાસ ધ્યાન રાખવું જોઈએ. કારણ કે કેટલાએક મનુષ્યો વિચારની પરંપરા બાંધવામાંજ સમગ્ર વખતનો ભોગ આપે છે; છતાં કાર્યની પરાકાષ્ઠાએ પહોંચતો નથી. અરે! શરૂઆત પણ કરી શકતો નથી. વિચાર ત્હેનું નામ છે કે-સ્વ-પરને સર્વ પ્રકારે હિતકર્ત્તાજ હોવા જોઈએ. વિચાર એજ કે ભવિષ્યમાં કાર્યરૂપે થવાની સાથે અમલમાં મુકી શકાય કિંવા પ્રયત્ન કરવામાં આવે માટે સંસારના અનેક કાર્ય પ્રસંગે દીર્ઘદ્રષ્ટિની જરૂર છે. નાતના, ધર્મના, વ્યાપાર-ઉદ્યોગના, સમાજ સુધારણાના અને રાજકાજ વગેરેના તમામ કાર્યોમાં દીર્ઘદર્શિતાનો ઉપયોગ કરવાથી ફાયદો થવા સાથે સફળતા મેળવી શકાય છે. કાર્ય કરવા પહેલાં વિચાર કરવો જોઈએ કે આ કાર્ય કેવા પ્રકારનું છે? હું કરી શકીશ કે નહિં? હાલના સંજોગોને અનુકૂળ છે કે પ્રતિકૂળ છે? છેવટે પરિણામ શું આવશે? કાર્ય માટે કેટલાં અને કેવા સાધનોની અવશ્ય જરૂર પડશે? મને અથવા અન્ય જનોને કેટલું લાભપ્રદ થશે? વગરે વિચાર સંકલના વડે દ્રઢ સંકલ્પ પૂર્વક કાર્ય કરવું જોઈએ. વગર વિચારે કરાયેલું કાર્ય ફળદાયી ન થતાં ઉલટું હાનિકર્ત્તા થવા પામે છે. “ આરંભેશૂરા ” એ વાક્ય

મુજબ કેટલાએક ઉપલક દૃષ્ટિએ જોનારા મનુષ્યો કાર્ય કરવાને ઝટ તૈયાર થાય છે; પણ અલ્પજ વિઘ્ન આવતાં તે કાર્યને અધુરૂં છોડી દે છે. જેથી પરિણામે હાનિ તથા હાસ્યને પાત્ર બને છે. તેમ કેટલાએક અલ્પ વિઘ્ન આવતાં કાર્ય કરે છે; પરંતુ અતિ વિકટ વિઘ્ન આવતાં નિરાશ થઈ કાર્યને પડતું મુકી દે છે. તેથી ધારેલું પરિણામ મેળવી શકતા નથી. ખાસ કાર્યાર્થી પુરૂષ ગમે તેટલાં વિઘ્ન-સંકટ આવે તોપણ દીર્ઘદૃષ્ટિ પુરઃસર પ્રથમ કરાયેલ નિશ્ચય મુજબ અડગ રહીને અંગીકૃત કાર્યને સંપૂર્ણતયા પાર પાડે છે. તેજ વિજયી પુરૂષ સ્વ-પરનું હિત સાધી શકે છે. કંઈપણ કાર્ય કરવા પહેલાં વિવેકપૂર્વક વિચાર ન કરવાથી અને ઉતાવળપણાંથી-ઉછાંછળાપણાથી કે કોઈ પણ આળસમાં સપડાઈ જવાથી કરાયેલ કાર્યનું અનેક રીતે અનિષ્ટ પરિણામ આવવા પામે છે. આ પ્રસંગે એક રમુજી દૃષ્ટાંત આપું છું કે:—

કોઈ ગામડામાં એક બ્રાહ્મણ દેવ-મંદિરની પૂજા કરતો હતો. તેના બદલામાં ગામડાના લોકો દાણોદુણી આપતા; તેથી તે આજીવિકા ચલાવતો. એક દિવસ તે પૂજા કરી નિવૃત થઈ મંદિરને બારણે સૂઈ ગયો. કાંઈક નિદ્રાવશ થતા સ્વપ્ન આવ્યું કે:-" દેવ તુષ્યમાન થયા છે, મંદિર સુખડીથી ભરાઈ ગયું છે!" તરતજ તે જાગ્યો અને સ્વપ્નની વાત યાદ લાવી ખુબ ખુશ થયો. ઝટ બારણાં બંધ કરી તાળું વાસી ઘેર આવીને વિચાર કર્યો કે:-" ઘણાં વર્ષ થયાં ગામડાના માણસોનું હું અન્ન ખાઉં છું; માટે સવારે આખા ગામને આમં-

ત્રણ આપી દેવપ્રસાદીનું ભોજન કરાવું. એમ નિશ્ચય કરી સૂતો. પ્રભાતે પૂજારીએ ગામમાં જઈ તમામને નોતરું દીધું કે:-" આજે મારાપર દેવ પ્રસન્ન થયા છે અને દેવ-પ્રસાદીથી આખું મંદિર ભરાઈ ગયું છે. માટે દેવ-પ્રસાદીનું ભોજન જમવા મંદિરે આવજો. " ભોળા ગામડીયાઓએ આસ્તિકપણાના સબબે વાત સ્વીકારી, યથા સમયે સૌ મંદિરે જમવા ગયા. પૂજારીએ પૂજા કરવા માટે મંદિર ખોલ્યું, તો અંદર જતાં કાંઇપણ પ્રસાદી ન જણાઇ. જેથી બહુ શરમાતાં તે પશ્ચાતાપ કરવા લાગ્યો કે:-" મ્હેં દીર્ઘદર્શી યાને વિચાર વિના સાહસ કર્યું; પણ હવે હું શું જગાડીશ ? " જેથી ભાઇ શ્રી એક ખુણામાં છુપાઈ અફસોસ કરતા બેઠા. લોકો જમવા માટે ઉતાવળા થવા લાગ્યા. છેવટે કેટલાએક માણસોએ અધિરા થઇ બુમો પાડવા માંડી કે " હે પૂજારી મહારાજ ! હે પૂજારી મહારાજ ! તમામ માણસો હાજર થઈ ગયા ને ઘણો વખત થયો છે; હવે પીરસવાને શી વાર છે ? " એમ બોલતાં બોલતાં મંદિરમાં પેઠા, પૂજારીને ખિન્નવદને ખુણામાં બેઠેલો જોયો. તેઓએ પૂછ્યું કે:-" કેમ હજી નીરાંત કરી બેઠા છો ? ઉઠો ! ઝટ પીરસો " ત્યારે પૂજારીએ કહ્યું કે:-" બાપુ ! રાત્રે મ્હને સ્વપ્નું આવેલ, તેમાં મ્હેં મિઠાઈથી પરિપૂર્ણ ભરેલું મંદિર જોયું હતું. અત્યારે તેમાંનું કાંઈ દેખાતું નથી; શું દેવ પોતે આરોગી ગયા હશે ? હવે હું જરા નિદ્રા કરૂં. જો મ્હને ફરીને સ્વપ્નું આવે, દેવ પ્રસન્ન થાય અને પ્રસાદીથી મંદિર ભરાઈ જાય તો તરત જમવાનું પીરસું " આ

સાંભળી તે લોકોએ પૂજારીના દીર્ઘદષ્ટિ વિના અવિચારી કૃત્ય-માટે તિરસ્કાર બતાવી કહ્યું કે:–" અરે ! મુરખા ! સ્વપ્નાની મિઠાઈ જમવામાં કાંઈ કામ લાગતી હશે ખરી ? " આ વાત હાજર રહેલા બધાને જાણવામાં આવી. જેથી ભૂખ્યા-કકળ્યા લોકો ગમે તેમ ઉપહાસ્ય-નિંદા કરી સૌએ પોતાને ઘેર જઈને ખાધું. ત્યારબાદ પેલા પૂજારીને નોકરીથી દૂર કર્યો. પૂજારી-એ મનમાં વિચાર્યું કે-જ્યારે મ્હેં લાંબો વિચાર ન કર્યો, ત્યા-રેજ મારી આ સ્થિતિ થવા પામી. હવેથી કોઈપણ કાર્ય ક-રવા પહેલાં બહુજ વિચાર પૂર્વક યાને દીર્ઘદર્શીપણાથી કાર્ય કરવું એમ અંતઃકરણથી નક્કી કરી તે લોકો પાસે પુનઃ વિ-નંતિ કરી કે આ એક ગુનો માફ કરો. ફરીથી હવે હું આવું અવિચાર્યું કૃત્ય નહિ કરૂં. છેવટે લોકોએ દયા લાવીને પાછું તેને કામ સોપ્યું; પરંતુ તેને જીવનપર્યંત દીર્ઘદૃષ્ટિ વિના કરેલ કાર્યનું જ્યારે જ્યારે સ્મરણ થતું, ત્યારે ત્યારે ઘણોજ શરમાતો, પણ છેવટનું જીવન દીર્ઘદર્શીપણાથી શાંતિમય પસાર થવા પામ્યું.

બંધુઓ ! આ અવિચારીપણાથી યાને દીર્ઘદર્શીત્વ ગુણવિના દુનિયામાં કેવા અનિષ્ટ પરિણામો ઉત્પન્ન થયા છે અને થાય છે. માટે દીર્ઘદર્શીત્વ ગુણને ખાસ કેળવવાની જરૂર છે.

### અભ્યાસ પાઠ ૨૦ મો.

૧ દીર્ઘદર્શીપણા વિના કાર્ય બગડવા પામે છે.
૨ ટુંકા વિચારે કામ કરવાથી લોકોમાં અપયશ મળે છે.

૩ વિચાર કર્યા વિના કામ કરવાથી દ્રવ્ય સંપત્તિને હરકત પહોંચે છે.
૪ વિના વિચારે કામ કરવાથી મુર્ખની શ્રેણીમાં ગણાવું પડે છે.
૫ વિચાર વિના કામ કરવાથી પોતાને અને બીજાને હાની -દુઃખ થાય છે.
૬ દીર્ઘદ્રષ્ટિથી કરાયેલું કાર્ય સફળ થવા પામે છે.
૭ દીર્ઘદ્રષ્ટિથી કરેલું કામ સંગીન થવા પામે છે.
૮ વિચારમાળાની હદ ઉલંઘાય તો એકે કાર્ય કરી શકાતું નથી. દીર્ઘદ્રષ્ટિનું પરિણામ દીર્ઘસૂત્રી રૂપે ન આવવું જોઈએ.



## કર્ત્તવ્ય ૨૧ મું ગુણવાનનો પક્ષ.

ધન્યાત્માઓ ! ગઇ કાલે દીર્ઘદર્શીપણું એ વિષય ચર્ચવામાં આવેલ હતો. આજરોજે ગુણવાનનો પક્ષ એ કર્ત્તવ્ય પરત્વે વિવેચન ચાલવાનું છે. પ્રીય બંધુઓ ! દીર્ઘદર્શી-વીચારશીલ પુરૂષ ગુણ-દોષનું યથાર્થ નીરિક્ષણ કરી શકે છે. દુનિયાના તમામ જીવાત્માઓમાં બે બાજુ ( ધોળી અને કાળી ) હોઈ શકે છે. ત્યારે આપણી ફરજ એ છે કે ગુણિજનના પક્ષમાં રહેવું. નિર્ગુણી મનુષ્ય તરફ અંતઃકરણથી તિરસ્કાર ન કરતાં દયા કરવી જોઈએ. જેને લઈને તેઓને પણ સુધારવાનો સુ-પ્રસંગ પ્રાપ્ત કરી શકાય છે. સ્વાર્થી મનુષ્યો ક્ષણિક સ્વાર્થમાં સપડાઈ જઇ દેશ, જ્ઞાતિ કે ધર્મ વગેરેના અગ્રેસર, સત્તાધીશ

રાજા કે ધર્મગુરૂઓ વગેરેના ખોટા ખુશામત ખોર બની પાપમાલીના બીજ રોપે છે. પરિણામતો ત્હેનેજ પ્રથમ ભોગવવું પડે છે. જ્યારે જ્યારે કોઈપણ દેશવાળા સ્વાર્થ સાધુ બનીને અન્ય વિદેશીઓ સાથે મળી જઇ યાને દેશદ્રોહી બની સ્વદેશમાં યુદ્ધ વગેરેનો પ્રસંગ ઉભો કરે છે. એવા અનેક દાખલાઓ પ્રાચીન–અર્વાચીન શાસ્ત્રો અને ઇતિહાસોમાં વાંચવામાં આવે છે. ખરી માણસાઈ તો એજ છે કે પોતાના સર્વસ્વ ભોગે પણ ગુણવાન્ યા નીતિમાનનો પક્ષ કોઈ કાળે પણ છોડવો નહિ.'यत्र नीति स्तत्र जयः' એ વાક્યને ખાસ હૃદયમાં કોતરી રાખવાની જરૂર છે. જ્યારે જ્યારે દેશમાં અધર્મ, અનીતિ કે સ્વાર્થાંધતા વૃદ્ધિગંત થવાની સાથે રાક્ષસી ભાવના ઉત્પન્ન થાય છે, ત્યારે ત્યારે કુદરત ગુણવાન્ પુરૂષોને જાહેરમાં મુકે છે તેવા પુરૂષના પક્ષમાં રહેવું એજ આર્યપુત્રનું કર્ત્તવ્ય છે. માટે કોઈપણ દેશના, જાતિના કે ધર્મ સંપ્રદાયના સર્વ મનુષ્યો સમાન વિચારવાળા, ગુણવાળા કે પ્રવૃત્તિવાળા હોતા નથી. કોઈ સદ્ગુણી, કોઇ દુર્ગુણી, કોઈ ઉચ્ચ આશયવાળા, કોઈ નીચ વૃત્તિવાળા કિંવા કોઈ પરમાર્થી કે કોઈ સ્વાર્થી હોય છે. દરેક સમજણવાળા માણસની ફરજ છે કે સદ્ગુણી, ઉચ્ચાશયવાળા અને પરમાર્થી જનોની શ્રેયસ્કર પ્રવૃત્તિથી આકર્ષાઈ તેમના પક્ષમાં તન, મન અને ધનથી જોડાવું. પછી તે મનુષ્ય સ્વદેશ, સ્વજાતિ કે સ્વધર્મનો હોય યા ન હોય, નાનો કે મોટો હોય, શ્રીમંત કે ગરીબ હોય, સત્તાધારી હોય

શ્રી રામચંદ્રજીના પક્ષમાં પોતાની સૈન્ય સામગ્રીસહ આવીને ભળ્યો, એટલુંજ નહિ પણ પ્રસંગ આવતાં રાવણ સાથે લડવાને પણ તૈયાર થયો. બંધુઓ ! ગુણિજનના પક્ષમાં રહેવા માટે સ્વાર્થ, સુખ કે વૈભવને તિલાંજલિ આપવી પડે છે: કેવળ મોઢાથી થુંક ઉડાડવાથી કાંઈ પણ દહાડા વળવાના નથી. મતલબ કે બોલવા કરતાં કરી બતાવવામાંજ ખરી મહત્તા છે. માટે ગુણિજનના પક્ષમાં રહેવું એજ આપણું ઉત્તમ કર્ત્તવ્ય છે.

## અભ્યાસ પાઠ ૨૧ મો.

૧ ગુણવાનના પક્ષમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરવું.
૨ ગુણીના પક્ષથી ઉત્તમ પરિણામ આવે છે.
૩ ગુણીના પક્ષથી અનેક સદ્ગુણ ખીલવા પામે છે.
૪ ગુણીના પક્ષથી પોતાનું-પારકાનું ભલું કરી શકાય છે.
૫ ગુણીની હમેશાં પ્રશંસા કરવી, પણ ખુશામત ન કરવી.
૬ ગુણીનો પક્ષ સંકટ સમયે પણ ન છોડવો.
૭ હિતશત્રુ થઈ, ગુણવાનના મિત્ર તરીકે દાવો ન કરવો.
૮ અવગુણીની શેહેમાં ન દબાતાં યોગ્ય સૂચનાવડે તેને સુધારવા પ્રયત્ન કરવો.
૧૦ ગુણવાનના પક્ષથી સ્વદેશ, જ્ઞાતિ કે ધર્મની સેવા કરવાની ફરજ અદા કરી શકાય છે.



## કર્ત્તવ્ય ૨૨ મું વૃદ્ધસેવા.

ભવ્યાત્માઓ ! ગત વ્યાખ્યાનમાં ગુણવાનનો પક્ષ એ વિષય ઉપર ભાષણ કરવામાં આવેલું. આજે વૃદ્ધસેવા એ કર્ત્તવ્ય ઉપર વ્યાખ્યાન છે. વ્હાલા બંધુઓ ! ગુણવાનનો પક્ષ કરનાર મનુષ્યજ વૃદ્ધ સેવા કરી શકે છે. મ્હારે જણાવવું જોઈએ કે ત્હમારા હૃદયમાં કદાચ શંકા થશે કિંવા થવા પામી હોય કેઃ-વૃદ્ધની સેવા કરવી, ત્યારે નાના કે યુવાનની સેવા શામાટે ન કરવી ? આર્યશાસ્ત્રો માત્ર જીવાત્માઓની સેવા કરવાને ફરમાવે છે. વૃદ્ધસેવાનો અત્ર મુખ્ય ઉદ્દેશ છે; પરંતુ ગૌણતાએ સર્વ પ્રાણીની સેવા કરવી. કારણ કે નદીના એક છેડેથી બીજે છેડે જનારને વચમાં પુલની જરૂર પડે છે; ત્યારે સર્વની સેવા કરવી એ એક મહા નદી છે. ત્હેના પુલ તરીકે પ્રથમ વૃદ્ધસેવા કર્ત્તવ્ય પરાયણ બનવું જોઇએ. વૃદ્ધ એટલે કેવળ ઘરડા-વિશેષ અવસ્થાવાળા એમ નહિ, પણ આર્ય-પ્રવચનમાં ત્રણ પ્રકારના વૃદ્ધ પુરૂષ કહેલ છે. ૧ વયોવૃદ્ધ. ૨ જ્ઞાનવૃદ્ધ અને ૩ ચારિત્રવૃદ્ધ.

વયોવૃદ્ધ=ઘણા જમાનાનો અનુભવી, લાંબી અવસ્થાવાળો તે. એમની પણ સેવા કરવી, કારણ કે તે અશક્ત છે માટે સેવ્ય છે. તે માણસ પોતાની જિંદગાનીના અનેક અનુભવનો સંગ્રહ લોકસમૂહ પ્રત્યે અર્પણ કરે છે. જેથી આપણું ભાવી જીવન ઘડવામાં તે અનુભવ ઘણોજ ઉપયોગી થવા પામે છે.

૨ જ્ઞાનવૃદ્ધ=વિવિધ શાસ્ત્રના તલસ્પર્શી બની ખરૂં રહસ્ય જાણનાર તે. અર્થાત્ કોઇપણ સામાજિક, રાષ્ટ્રીય કે ધાર્મિક વિષયને શાસ્ત્ર, યુક્તિ અને અનુભવથી છણવાની શક્તિવાળો. એ જ્ઞાનવૃદ્ધની પણ આપણને ઘણીજ જરૂર છે. જેનાવતી લોકોને કર્ત્તવ્યાકર્ત્તવ્યનું ખરૂં ભાન થવા પામે છે, એવા મહાપુરૂષો એક છેડાથી બીજા છેડા પર્યંત શાસ્ત્રીય જ્ઞાનના સંદેશાઓ પહોંચાડી શકે છે; જેથી લોકો જાગૃત થઇ કર્ત્તવ્યશીલ થવા પામે છે.

૩ ચારિત્રવૃદ્ધ=સદ્વર્ત્તન પરાયણ-કર્મયોગી પુરૂષ તે. આ ત્રીજા પ્રકારના વૃદ્ધ પુરૂષ જનસમાજને અતિ ઉપયોગી છે. ત્હેમની ખાસ જરૂર સદાને માટે સ્વીકારવામાં આવી છે.

વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ કરતાં આ ચારિત્રવૃદ્ધ પુરૂષ જનસમૂહના અંતઃકરણપર ઉંડી છાપ પાડી શકે છે. પોતાના વર્ત્તનદ્વારા જગતમાં આદર્શરૂપ થવા પામે છે. જમાનાનો અનુભવ અને શાસ્ત્રીયજ્ઞાનની સફળતા સદ્વર્ત્તનમાંજ છે અને એજ કર્ત્તવ્ય છે. માટેજ વૃદ્ધ પુરૂષની સેવા વિષે ખાસ લક્ષ્ય ખેંચવામાં આવ્યું છે. એથી એમ ફલિતાર્થ થવા નથી પામતો કે બીજાની સેવા ન કરવી. સેવાધર્મ એક અમૂલ્ય મહામંત્ર છે; મનુષ્યનું ખાસ જીવન છે. સર્વ જીવાત્માઓએ પ્રથમ સેવક-સેવા કરનાર બનવું, તોજ સેવ્ય-પરમાત્મસ્વરૂપ થવાય છે. સેવક કે પૂજક થયા વિના સ્વામી કે પૂજ્ય થવાતું નથી, માટે કહ્યું છે કેઃ-' सेवाधर्मो अतीव गहनो योगिनामप्य

ગમ્યઃ ' અરે ! આર્ય ( જૈન ) પ્રવચન તો એટલે સુધી કહે છે કેઃ—મોક્ષનો પરમ અંગ વિનય–સેવાધર્મજ છે. માટે પ્રથમ વૃદ્ધસેવા કરવા તત્પર થવું જોઈએ. કારણ કે માણસ પોતાની બાળ અવસ્થામાં માતા, પિતા કે વાલીના આશ્રય નીચે ઉછરે છે. તે વખતે સંસારના કામ કરવાને તે અશક્ત–અસમજણા હોય છે. જ્યારે ઉમ્મર વધતાં જુવાની આવે છે, ત્યારે તે પોતાના બાહુબળ, બુદ્ધિબળ અને સ્વસંપત્તિવડે સંસારમાં સુખમય જીવન બનાવવા માટે અને સ્વકુટુંબીજન, સ્નેહીજન કે કોઈપણ પ્રાણીઓના લાભ માટે કોઇને કોઈ પ્રકારે પૂરા વેગથી યત્ન કરે છે. તે વખતે તેમને કોઈની મદદની જરૂર રહેતી નથી; પણ પોતેજ બીજાને મદદરૂપ નીવડે છે. એજ મનુષ્ય કાળના વહેવા સાથે જુવાનીનું જોર જતું રહેવાથી, ઇંદ્રિયોની શક્તિ શિથિલ થવાથી અને તન, મન અને ધનથી નબળાં થઇ જવાથી વૃદ્ધાવસ્થાને–અશક્તતાને પ્રાપ્ત થાય છે.

જેવી રીતે કોઈ માણસ પાસેથી એક જણ અમુક વસ્તુ થોડી મુદત માટે માગી લાવ્યો હોય, તેનો ઉપયોગ ( લાભ ) લાવનાર કરવા લાગ્યો હોય. તે પછી વસ્તુ આપનાર માણસને તેનો ખપ પડવાથી લેવા આવ્યો હોય, ત્યારે લાવનારે તરત તેને પાછી આપી દેવી જોઈએ. તેવીજ રીતે જે માણસે કરેલા ઉપકાર–લાભનો બદલો વૃદ્ધાવસ્થાએ કિંવા તન, મન કે ધન વગેરેની નિર્બળતા સમયે મેળવવા તે જો ઈચ્છા રાખે તો તેના કુટુંબી, સંબંધી કે સ્નેહી વર્ગે વિના આનાકાનીથી

આનંદભેર ત્હેમનો પ્રત્યુપકાર કરવો; અર્થાત્ ત્હેમની સેવા કરવી એ ઉમદા ફરજ છે. પોતાના મા-બાપ, વડીલો, સંબંધીઓ અને સ્નેહીઓની પ્રેમથી સેવા કરવી. એટલેથીજ ન અટકતાં દેશ, જાતિ કે ધર્મના ભેદ વિના કોઈપણ વૃદ્ધ વ્યક્તિને મદદ કરવા કે આશ્વાસન આપવા તત્પર રહેવું; એ અતિ લાભપ્રદ છે. એમ કરવાથી અશક્ત વૃદ્ધોના શરીર અને મનને શાંતિ મળવાથી તેમનું આનંદમય જીવન પસાર થવા પામે છે. વયોવૃદ્ધ એટલે ઘણા વર્ષની ઉમ્મરવાળા મનુષ્યને અશક્તિના સબબે મદદ આપવી યોગ્ય છે. તેમજ જ્ઞાનવૃદ્ધ એટલે જ્ઞાની પુરૂષ કદાચ ઉમ્મરે નાનો હોય તો પણ મદદને પાત્ર છે. તેઓ પોતે અશક્તિના સબબે મદદ મેળવવા-લેવા ઈચ્છતા ન હોય, તો પણ તેવા જ્ઞાનીઓને વિના માંગણીએ મદદ આપવી, એ આપણું કર્ત્તવ્ય છે. જો તેમને પુરતી મદદ ન મળે તો જનસમાજના હિત માટે અર્પાતો અમૂલ્ય સમયનો ભોગ, તે પોતાના ઉદરપોષણના કાર્ય માટેજ ગાળવાની તેમનાપર આકરી ફરજ આવી પડે છે. ચારીત્રવૃદ્ધ અને સદ્વર્તન પરાયણ-કર્મયોગી પુરૂષોને સહાયક બનવું. છેવટ જે વ્યક્તિથી આપણી કોઈપણ જાતની સ્થિતિ ઉચ્ચ-વૃદ્ધિંગત થવા પામે તે વ્યક્તિ [illegible] ર થોડી યા ઘણી હોય, વિજાતિય, [illegible]

રાત્રે સારંગી લઈને શહેરની એક શેરીમાંથી જતો હતો. પણ લપસવાથી તે પાણીના ખાબોચીઆમાં પડ્યો. હાથમાંથી સારંગી પડી જવાથી તેનો તાર તુટ્યો અને માંડમાંડ ઉભો થયો. અને અફસોસ કરતો બોલવા લાગ્યો કે "હે દૈવ ! હવે શું કરૂં ?, એટલું બોલીને એક દીર્ઘશ્વાસ લીધો અને રડવા લાગ્યો.' તેજ વખતે સંગીતકળામાં કુશળ એવા ત્રણ યુવાન છોકરા સારંગી વગેરે લઈને જતા હતા. તેઓએ આ શબ્દ સાંભળીને પેલા વૃદ્ધને પૂછ્યું કેઃ-તમે કેમ રૂદન કરો છો. ? તેણે કહ્યું કેઃ-મરણ પથારીએ પડેલી મારી પુત્રી આજ ત્રણ દિવસ થયા ભૂખી છે. મારી પાસે કંઈ પૈસા ન હોવાથી મેં વિચાર કર્યો કે કોઈપણ સખી ગૃહસ્થ પાસે જઈ સારંગી વગાડી તે દ્વારા કંઈક પૈસા મેળવીને ઔષધ વગેરેનો બંદોબસ્ત કરૂં; પરંતુ મારા કમનસીબે આજ વરસાદ પડવાથી, હું લપસી પડ્યો, જેથી આ સારંગીનો તાર તુટી ગયો. હવે હું શી રીતે મારી વહાલી છોકરીના પ્રાણ બચાવી શકીશ ? ત્યારે તે યુવાનોએ તરતજ ત્યાં પોતાની સારંગી સાથે તાલમેલથી ગાયન કરવા માંડ્યું. મનોવેધક સંગીતથી અડખા-પડખાના ગૃહોમાંથી મનુષ્યોના ટોળેટોળાં ત્યાં ભેળા થવા લાગ્યા. તે લોકો સંગીતકળાથી અત્યંત આકર્ષાયા; ત્યારે આ યુવાનોએ તેઓની આગળ પેલા વૃદ્ધની વિતક વાત જણાવી. તેજ વખતે સંગીત સાંભળનારાઓએ યથાશક્તિ પૈસા આપ્યા અને કેટલાએક ગૃહસ્થો પોતાના મહેલના ગવાક્ષમાંથી સાંભળતા હતા, તેઓએ પણ ત્યાંથી પૈસાની વૃષ્ટિ કરવા માંડી. એકત્ર

થયેલ સઘળા પૈસા પેલા વૃદ્ધને તે યુવાનોએ આપીને કહ્યું કે–ચાલો તમને દવા અને ખાવાનું લઇ આપીએ. ડોસો તે સાથે ચાલતો થયો. તેઓએ એક કુશળ વૈદ્યને તેડી જ્યાં તેની છોકરીની ચિકિત્સા કરાવી દવા નિયમિત આપવાનો બંદોબસ્ત કરવાની સાથે ખોરાકીની પણ સગવડ કરી આપી અને પોતાની સારંગી પણ પેલા વૃદ્ધ પુરૂષને આપી. પેલી છોકરીને પણ તેઓએ આશ્વાસન આપ્યું. ડોસાએ આ ત્રણે યુવાનોનો અત્યંત આભાર માન્યો ને લાચારીથી કહ્યું કેઃ–હું નાઈલાજ છું જેથી તમારી આ સેવાનો બદલો શી રીતે વાળી શકું ? મ્હને તમારાં નામ આપો. મને કોઇ વખતે સુઅવસર પ્રાપ્ત થશે તો ભવિષ્યમાં કેટલેક અંશે તમારા ઋણથી મુક્ત થવા પ્રયત્ન કરીશ. તેઓ હસતાં હસતાં નામ જણાવ્યા વિના કહેતા ગયા કેઃ—" પરમાત્માની કૃપાનું આ પરિણામ છે. " કોઈપણ પ્રાણીની સેવા કરવી એ માનવ માત્રનો ધર્મ છે. એથી વિશેષ અમે કંઇપણ કરેલ નથી. જેમ તે છોકરાઓએ પોતાના નામ જણાવ્યા વિના ઉપકાર કર્યો; તેમ સેવા કરનારાઓએ બડાઈથી કે પ્રખ્યાતિની આશાથી નામ જણાવવા ખાસ પ્રયત્ન નજ કરવો કારણકે તેમ થવાથી સેવાનો લાભ ઘણે અંશે ઓછો થાય છે.

માટે વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, ચારિત્રવૃદ્ધ કે કોઈપણ જીવાત્માઓની અનન્ય ભાવે તન, મન કે ધન વગેરેથી સેવા કરવી; એજ ઉત્તમ મહામંત્ર છે. જેથી ઐહિક–પારમાર્થિક શ્રેયઃ સાધી શકાય છે.

## અભ્યાસપાઠ ૨૨ મો.

૧ વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને સદાચારવૃદ્ધ ( ચારિત્ર વૃદ્ધ ) ની સેવા કરવી.

૨ સેવા કરનારે ગ્લાનિ, લજ્જા કે આળસનો ત્યાગ કરવો.

૩ સેવા કરનારે ગમે તેટલા વિઘ્ન નડે તોપણ શાંતિ ન તજવી.

૪ સેવાકાર્ય પ્રસંગે સ્વાર્થ, દંભ કે પ્રપંચનો ચેપ ન લાગવા દેવો.

૫ સેવા કરનારે દેશ, જાતિ કે ધર્મભેદનો મમત્વ ન રાખતા ઉદારવૃત્તિ રાખવી.

૬ સેવાપદથીજ પ્રભુપદ સુગમતાથી મેળવાય છે.

૭ જનસમાજની સેવા તેજ પ્રભુ સેવારૂપ છે.

---

## કર્ત્તવ્ય ૨૩ મું લોકપ્રિયતા.

સુજ્ઞ મહાશયો ! ગઈ કાલે વૃદ્ધસેવા સંબંધે સ્પષ્ટીકરણ કરવામાં આવેલ હતું. આજે લોકપ્રિયતા વિષે વિવેચન કરવામાં આવશે. સેવા પરાયણ પુરૂષ લોકપ્રીય થવા પામે છે. નિષ્કામ વૃત્તિથી કર્ત્તવ્ય કરનારને લોકપ્રીય થવાની સ્વલ્પ ઇચ્છા ન હોઇ શકે; તથાપિ પુષ્પની સુગંધ માફક સ્વત: જનસમૂહને પ્રીય થવા પામે છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે—' कर्मण्ये वाधिकारस्ते, मा फलेषु कदाचन '

મનુષ્ય માત્રનો કર્ત્તવ્ય કરવાનો અધિકાર છે. પરન્તુ કોઇપણુ સમયે તેના ફલને વિષે અધિકાર હોઇ શકે નહિ. જ્યારે આપણુને આત્મ–કર્ત્તવ્ય પ્રત્યે પૂર્ણુ વિશ્વાસના અભાવેજ કંઇ પણુ ફળની સ્પૃહા ઉત્પન્ન થાય છે. કાર્યથી–આત્મીય દૃઢ શ્રદ્ધા પૂર્વક કર્ત્તવ્ય કરનાર સ્વભાવિકજ લોકપ્રિય થાય છે; અરે ! કુદરતને પણુ તે વિશેષ પ્રીય થવા પામે છે; પરંતુ ' माले माले मतिर्मिन्ना ' એ ન્યાયે જુદા જુદા આશયથી કેટલાએક મનુષ્યો લોકપ્રિય થવા પ્રયત્ન કરે છે. અરે ! સૃષ્ટિપરના સર્વ મનુષ્યો લોકપ્રીય થવા ઇચ્છે છે. કેટલાએક ઉપલક દૃષ્ટિએ કાર્યનો ડોળ–દમામ બતાવી સ્વમાન વધારવા, સામાન્ય મનુષ્યમાં વાહવાહ કહેવરાવવા માટે લોકપ્રિયતા મેળવવા ઇચ્છે છે. કેટલાએક સ્વાર્થ સાધવા માટે અમુક મનુષ્યોને પોતાના પક્ષમાં લઇ હેમની મદદથી લોકપ્રિય ગણાવા ઇચ્છે છે ! કેટલાએક દેશદ્રોહી, જ્ઞાતિદ્રોહી કે ધર્મદ્રોહી મનુષ્યો ખાખુંદાસ બની પોતાના તુચ્છ લાભની ખાતર કૃત્રિમ લોકપ્રિયતા મેળવવા યત્ન કરે છે. તેઓની આ પ્રવૃત્તિ કેવળ હવાઇ કિલ્લા બાંધવાની આશારૂપ છે. તેવી પ્રવૃત્તિવાળા મનુષ્યો સ્વદેશ, ધર્મ કે જનસમાજને વિવિધ નુકશાનકર્ત્તા નીવડે છે. સત્ય કર્મયોગી પુરૂષો કંઇપણુ સ્વાર્થ વિના આ વિશ્વમાં આત્મબંધુને ખરા કર્ત્તવ્યયોગી બનાવવા –ઉત્તમ શ્રેય માર્ગે લઇ જવા, અનેક સંકટ સહન કરવા છતાં તન–મન અને ધનથી સર્વશક્તિનો ભોગ આપે છે. ખરેખર એવાજ કર્ત્તવ્યપરાયણુ પુરૂષો લોકપ્રિય થવાને પાત્ર છે. પૂર્વ

કાળે ભામાશા, જગડુશા, તેમજ અકબર બાદશાહ, મહારાજા શિવાજી તથા મહારાણા પ્રતાપ જેવા કર્મયોગી પુરૂષો લોકપ્રિય થવા પામેલા છે. હાલના સમયે હિંદના દાદા મર્હુમ દાદાભાઈ નવરોજજી, લોર્ડ રિપન, લોકમાન્ય સ્વર્ગસ્થ બાળગંગાધર તિલક અને વિદ્યમાન મહાત્મા ગાંધી, બાબુ સુરેંદ્રનાથ બેનર્જી, કર્મયોગિની સરોજીની નાયડુ, શ્રીમતી સરલાદેવી વગેરે સત્પુરૂષો અને સન્નારીઓ દેશસેવા અર્થે પોતાના કર્ત્તવ્યયજ્ઞમાં આત્મિય સર્વશક્તિની આહુતી આપીને નૈસર્ગિક લોકપ્રિયતા મેળવી છે; એ વાત જગ જાહેર છે. માટે "परोपकाराय सतां विभूतयः" એ સૂત્રને અમલમાં મૂકી કર્ત્તવ્યપરાયણ બની લોકપ્રિય થવા ઉત્કંઠા રાખવી. લોકપ્રિયતા મેળવવાના અનેક પ્રસંગો સહજ મળી આવે છે. ફક્ત તેવા સમયનો લાભ લઈ તેમાં ચાહોમ કરવાની તીવ્ર ઈચ્છા જોઇએ. જેમકે જળપ્રલય થવાથી લાચાર બનેલા લોકોને ખાન, પાન અને વસ્ત્રની સગવડ કરી આપવી. ધરતીકંપ કે અગ્નિવડે થયેલા નુકશાનથી ભયભીત બનેલા લોકોને બચાવવા. દુષ્કાળ-મરકી આદિથી અનેક રીતે પાયમાલીથી નિરાશ બની ગયેલા લોકોનું સંરક્ષણ કરવા સગવડ કરી આપવી. કેળવણીથી બેનશીબ રહેલા અણઘડ લોકોને કેળવવા. રાજ્યક્રાંતિ કે લડાઈના ભોગથી ભયની શેહમાં સપડાયેલાનો છુટકારો કરવો. સ્વદેશદ્રોહીઓનાં કાળાં નીચ કર્મોથી દેશભક્તોને ચેતાવવા. વિદેશી રાજ્યોના કોઈ

પણ પ્રકારના ભયથી બચાવવા પ્રયાસ કરવો વગેરે લોકપ્રિયતાના વિશાળ ક્ષેત્રો છે.

બંધુઓ! લોકપ્રિયતા એ ગુણ આત્માની અનંત શક્તિને ખીલવવાનો અપૂર્વ ઉપાય છે. પરંતુ તે ગુણનો જે ઉપલક દૃષ્ટિએ ઉપયોગ કરવાથી અહંકાર કે ઈર્ષ્યાના રૂપમાં પરિણામ થવા પામે છે; તે માટે ખાસ વિચારવાનું છે. આપણે જોઈએ છીએ કે:—વંશપરંપરાએ જે વ્યક્તિએ અઢળક લક્ષ્મીને જોયેલ ન હોય તે માણસ કદાચ 'કાકતાલીય' ન્યાયે ધનવાન્ થવા પામે, તો તે આખા જગત્‌ને તૃણવત્ માને છે. માટેજ એક વિદ્વાન્ કહે છે કે:—**निर्धनेन धनं प्राप्यते मन्यते तृणवत् जगत्.** તેવીજ રીતે કેવળ પોકળ યશ અને અભિમાનના ઉપાસકો જ્યારે લોકપ્રિયતા મેળવવા પ્રયત્ન કરે છે, ત્યારે અન્ય નિસ્પૃહી દેશાદિ ઉદ્ધારક મહાપુરુષો પ્રત્યે ઈર્ષાભાવ ઉત્પન્ન કરે છે. એટલુંજ નહિ પણ પ્રસંગ પરત્વે તો તેનાથી વિરૂદ્ધ દિશાએ પણ પ્રયાણ કરે છે. અલબત, વિચારની એકતા સર્વાંશે ન હોઈ શકે એ સંભવિત છે. વિચારની ભિન્નતા ભલે હો; પરંતુ કાર્યના ઉદ્દેશની ભિન્નતા નજ હોવી જોઈએ. વિધર્મી બનવું—ભિન્ન વિચારક બનવું, પરંતુ વિરોધી તો નજ બનવું. એ ક્યારે બને કે જો કેવળ સ્વ-પરના કલ્યાણ નિમિત્તેજ લોકપ્રિયતાના વિશાળ કર્તવ્યક્ષેત્રમાં સતત પ્રવૃત્તિ કરવામાં આવે ત્યારેજ. કાર્યાર્થી મનુષ્યો સ્વફરજ અદા કરવા ચુકતા નથી. માટે

સ્વાર્થ કે યશ વગેરેની આકાંક્ષાથી લોકપ્રિય થવા ન ઈચ્છવું; કેવળ કર્ત્તવ્ય કરવું એજ આપણું લક્ષ્ય હોવું જોઈએ.

## અભ્યાસ પાઠ ૨૩ મો.

૧ પ્રાણાંતકષ્ટે પણ લોકપ્રિય મનુષ્યે જનસેવા ન છોડવી.

૨ ખુશામતથી લોકપ્રિયતા મેળવવા દૂર રહેવું.

૩ સર્વશક્તિનો પરહિત માટે ઉપયોગ કરવાથી લોકપ્રિય થવાય છે.

૪ સ્વાભાવિક લોકપ્રિયતા મેળવવા નીચે મુજબ વર્ત્તન કરવું જોઈએ.

(ક) જો તું વિદ્વાન્ હો તો લોકોને સ્વકર્ત્તવ્યના પાઠ શીખવજે.

(ખ) જો તું ધીમાન્ હો તો લોકોને ધાર્મિક-વ્યવહારિક અને નૈતિક કેળવણી આપવા-અપાવવા સહાયક બનજે.

(ગ) જો તું શ્રીમાન્ હો તો દુષ્કાળ-મરકી વગેરેના ઉપદ્રવોથી પીડિત જનોને મદદગાર થજે.

(ઘ) જો તું વક્તા હો તો સ્પષ્ટતાથીજ જનસમૂહને દેશસેવા માટે જાગૃત કરજે.

(ચ) જો તું ધર્મોપદેશક હો તો અભેદ-અવિભક્ત ધર્મનો બોધ કરજે.

(છ) જો તું યાચક હો તો સમાજ-સુધારણાના હિત માટે ભિક્ષા માગજે.

(૪) જો તું બ્રાહ્મણ હો તો નિષ્કામવૃત્તિથી બ્રહ્મચર્ય વા આત્મજ્ઞાનના પાઠ પઢાવજે.

(૩) જો તું ક્ષત્રિય હો તો ક્ષાત્રતેજ વડે મનુષ્ય તેમજ મુંગા પ્રાણીઓનું આત્મભોગે પણ સંરક્ષણ કરજે.

(૮) જો તું વૈશ્ય હો તો સ્વદેશને લાભકારી વ્યાપાર, હુન્નર અને ઉદ્યોગને ખીલવજે.

(૬) જો તું શુદ્ર હો તો નિઃસ્વાર્થ લોકસેવામાં તત્પર રહેજે.

## કર્ત્તવ્ય ૨૪ મું દયા.

આત્મ સ્વરૂપે વિરાજમાન બંધુઓ ! ગઈકાલે લોકપ્રિયતાનું વ્યાખ્યાન થવા પામેલું. આજે દયા એ કર્ત્તવ્ય પરત્વે પ્રવચન કરવાનું છે. વ્હાલાઓ ! લોકપ્રીય થનાર વ્યક્તિએ અહિંસા ભગવતીના ખાસ ઉપાસક-પૂજારી બનવું પડે છે. અરે ! એટલુંજ નહિ પણ અહિંસામય થવું પડે છે. દયાવાન્ જીવાત્માના પ્રત્યેક આત્મ-પ્રદેશમાં પ્રેમ સર્વાંશે ઓતપ્રોત થવા પામે છે. એજ આખી આલમનું શુદ્ધ જીવન છે. એ સૃષ્ટિ જીવનમાં જ્યારે વિકૃતિ ( વિકાર ) થવા પામે છે, ત્યારેજ અનીતિ, અન્યાય અને આપખુદી સત્તાના દોરમાં તણાઇ જઈ રાક્ષસી કાર્યો કરવા દેવ, દાનવ કે માનવગણ લલચાય છે. જેથી કદાચ તે સામાન્ય ગૃહસ્થ, શ્રીમાન્ કે ધીમાન

હો, કિંવા સત્તાધીશ મંડળ, રાજા કે મહારાજા હો, અથવા ધર્મગુરૂ વગેરે ગાય તે વ્યકિત હો. તેઓ પોતાના પવિત્ર જીવનને કલંકિત કરે છે. તેથી આત્માને પવિત્ર કરવાને યાને સ્વકીય શુદ્ધ જીવન ગાળવાનું અમૂલ્ય સાધન દયાજ છે. માટેજ " अहिंसा परमो धर्मः " એ સિદ્ધાંત સર્વમાન્ય છે, તેમજ મનુષ્ય ધર્મનું અમૂલ્ય તત્ત્વ છે; પરંતુ તેની સાથે વિવેકદ્રષ્ટિની જરૂર છે. ઉપલક દ્રષ્ટિએ હિંસા અને દયાનું સ્વરૂપ સામાન્ય બુદ્ધિવાળા પુરૂષોએ એવું માનેલું છે કે કોઈ જીવના કેવળ પ્રાણ હરવા તે " હિંસા " અને કેવળ પ્રાણનો બચાવ કરવો તે " દયા "

એવા સાંકડા અર્થથી હિંસા અને દયાનું સત્ય સ્વરૂપ બિલકુલ સમજાય તેવું નથી. તોપછી તેનો પરિત્યાગ કે સ્વીકાર શી રીતે થઇ શકે ? અહિંસાધર્મ એ કેવલ હૃદયની ભાવના નથી; પરંતુ મગજની યોજના-અને હાથની ક્રિયા છે. અર્થાત્ આ સૃષ્ટિમાંના કોઈપણ પ્રાણીની લાગણી-અંતઃકરણ, વચન કે કાયાથી ન દુભવાય તેજ "અહિંસા" તેથી વિરૂદ્ધ વર્ત્તન તે " હિંસા." અહિંસા અને પ્રેમ તે એકજ સ્વરૂપ છે. કારણ સર્વ આત્માને વિષે આત્મવત્ પ્રેયસ ભાવના થયા વિના દયા ઉદ્દભવી શકિત નથી; તેમજ પ્રાણીમાત્ર સાથે મૈત્રીભાવ વા ઐકયના ખરા રૂપની ચાવી પણ દયાજ છે, તેજ સિદ્ધાંત આપણા જીવનના મહામંત્રનો લક્ષ્યબિંદુ હોવો જોઇએ. તેને લીધેજ અન્યભૂમિને મુકાબલે આપણી આર્યભૂમિ શ્રેષ્ઠપદે અંકાવા પામેલ છે. વિવિધ રાજકીય વગેરેના

પરંતુ વર્ત્તમાન કાળમાં તે ક્રમનો ઉત્ક્રમ થવા પામેલ છે. જે અહિંસા ભગવતીને પરમ પૂજ્યા દેવી તરીકે માનવાને બદલે વિવેક વિના ડાકણના સ્વરૂપમાં ચિતરવામાં-સ્વીકારવામાં આવે છે. માટે પંચેંદ્રિય મનુષ્ય વગેરેની યથાક્રમ દયા પણ બાહ્ય અહિંસા છે, અને ગાડી-લાડી કે વાડીના ભોગી ધનાઢ્ય, સત્તાધીશ કે રાજા વગેરે હોય, છતાં તેઓ સત્કાર્યથી વિમુખ થયેલા હોય તો, ત્હેમના પર કરૂણા લાવી સન્માર્ગે દોરવા પ્રયત્ન કરવો; એ પણ ઉત્તમ અંતર (ભાવ) દયા છે.

દયામય ધર્મના ખરા રહસ્યને સમજનાર એક દયાળુ સંન્યાસી મહાત્મા નદીમાં સ્નાન કરતા હતા. દરમિયાન એક વીંછી પાણીમાં તરતો જોયો. મહાત્માએ વિચાર્યું કે "અરે! આ બાપડો મરી જશે." જેથી તેને બચાવવાની કરૂણા ઉત્પન્ન થઈ. કારણ-" आत्मवत् सर्वभूतेषु यः पश्यति सः पश्यति " એ વાક્ય ત્હેમના હૃદયમાં કોતરાયેલું હોવાથી ઝટ તે વીંછીને હાથમાં ઉપાડી લીધો. તેણે પોતાના જાતિ સ્વભાવ મુજબ આંકડાવતી હથેળીમાં ડંખ માર્યો. મહાત્માએ બીજા હાથમાં લીધો, ત્યાં પણ તેવીજ રીતે ડંશ્યો. આ દેખાવ જોઇ ન્હાવા આવનાર માણસોમાંના નજીક ઉભેલા એક માણસે કહ્યું કે—" મહારાજ! આ નીચ સ્વભાવવાળા વીંછીને પાણીમાં ફેંકી દો, તમારી દયા અસ્થાને છે. આપ બચાવવા ઇચ્છો છો; છતાં તે તો આપને ડંખજ મારે છે, માટે તેને ફેંકી દો." કરૂણાળુ મહાત્માએ પ્રત્યુત્તર આપ્યો કે:—" ભ-

લા આદમી ! એક ક્ષુદ્રજંતુ પણ પોતાના હલકા જાતિસ્વભાવને છોડતો નથી; તો હું મારા ઉચ્ચ મનુષ્ય સ્વભાવને કેમ છોડું ? અહિંસાધર્મ એ મારો પરમ સિદ્ધાંત છે. " આ મહાત્માના પ્રભાવથી વીંછી નિર્વિષ થઈ હાથમાં સ્વસ્થ બેસી રહ્યો. મહાત્માએ પેલા માણસને કહ્યું કે મહર્ષિ પતંજલિ પોતાના યોગશાસ્ત્રમાં કહે છે કે:-જેના હૃદયમાં અહિંસાની ખરેખર પ્રતિષ્ઠા થયેલી છે; તેની આગળ ઝેરી કે હિંસક પ્રાણી પણ નીચવૃત્તિનો ત્યાગ કરી પરમ શાંત થવા પામે છે. " જૈન સિદ્ધાંત પણ તેજ કહે છે. અહીં જણાવવાની જરૂર છે કે:-જૈન પ્રવચન-આચારાંગ, કલ્પસૂત્ર અને મહાવીર જીવન વિસ્તાર વગેરે શાસ્ત્રો વાંચવાથી અનેક અહિંસામય મહાત્માઓના જીવનના દાખલાઓ મળી શકે છે. સ્વામી રામતીર્થ અને એમર્સનના ગુરૂ થેરો વગેરેના જીવન ચરિત્ર વાંચવાથી તેમનાજ અનુભવના ઉપર્યુક્ત પ્રકારના દષ્ટાંતો મળવા પામે છે.

બંધુઓ ! અહિંસામય આપણું જીવન હોવું જોઈએ. એજ આપણો મહામંત્ર છે. અહિંસા ધર્મના અધિકારી હિંદુ અને મુસલમાન, આર્ય કે અનાર્ય ચાય તે હોઇ શકે છે.

### અભ્યાસ-પાઠ ૨૪ મો.

૧ સર્વ પ્રાણીને આત્મવત્ માન્યા સિવાય, ખરી દયા પાળી શકાતી નથી.

૨ જેનું અંતઃકરણ બીજાનું દુઃખ જોવાથી પીગળે છે, તે ખરી દયા પાળી શકે છે.

૩ સ્વાર્થરૂપી રાક્ષસથી દૂર રહે છે, તેજ દયાળુ બને છે.
૪ પરમ ઉદારચિત્ત પુરૂષો આત્મભોગે પણ દયાને છોડતા નથી.
૫ દયાળુ પુરૂષ પરમાર્થમાંજ સ્વાર્થ માને છે.
૬ બીજાના સુખમાંજ પોતાનું સુખ માનનાર દયાના અધિકારી હોઈ શકે છે.
૭ ઉમદા વિવેક પૂર્વક દયાનું રહસ્ય સમજી કોઈની લાગણી ન દુભવવી.
૮ કોઈના હૃદયની લાગણી તન-મન અને વચનથી દુભવવી તે હિંસા.
૯ કોઈના હૃદયની લાગણી તન-મન અને વચનથી નં દુભવતાં શાંતિ આપવી તે દયા.
૧૦ અહિંસા અને પ્રેમ એકજ સ્વરૂપ છે.
૧૧ સર્વનો મહામંત્ર અહિંસાજ હોઈ શકે.



## કર્ત્તવ્ય ૨૫ મું. ક્ષમા.



સુશીલ સુજ્ઞ મિત્રો!

ગત ભાષણમાં દયા એ વિષયપર ઉહાપોહ કરવામાં આવેલ. આજરોજ ક્ષમા એ કર્ત્તવ્ય પરત્વે બોલવાનું છે. વ્હાલાઓ! અહિંસાપ્રીય ભવ્યાત્માઓને 'શાન્તિ-ક્ષમા' અવ-

સ્ય ધારણ કરવીજ જોઈએ. જો હેમની અહિંસાત્મક પ્રકૃતિ, વિકૃતિરૂપે–ક્રોધસ્વરૂપે થવા પામે તો સ્વાત્મપર કાબુ ન રાખી શકાય અને મગજ ઉશકેરાઇ જવાથી પોતાનું કે જનસમાજનું અનેકધા અશ્રેય કરવાનો પ્રસંગ ( અનીચ્છાએ પણ ) પ્રાપ્ત થવા પામે છે. માટેજ કહ્યું છે કે–' **क्षमा वीरस्य भूषणं.** ' ખરેખર આ મહાવાકય આપણને શું પ્રબોધે છે ? એ ખાસ વિચારણીય છે. કાયર પુરૂષો કોઈ કાળે ક્ષમાને ધારણ કરી શકતાજ નથી. માટે લોકપ્રીય, સદયહૃદયી મહાપુરૂષોનુંજ તે અમૂલ્ય ભૂષણ છે. વળી પણ કહ્યું છે કે:– **"नायमात्मा बलविहीनेन लभ्यते"** ક્રોધ વગેરે અંતરરિપુનો વિજેતા પુરૂષ બળવાન્ હોઇ શકે છે. સ્વાર્થમાં વ્યામોહ થયેલા ગૃહસ્થો, સત્તાધારી કે રાજા મહારાજા અને ખુદ ત્યાગીઓ, સ્વકીય ઐચ્છિક કાર્ય સાધવા સામા માણસને ક્રોધના વિવિધ નિમિત્તો રજુ કરે છે. જેથી અશાન્તિ–ક્ષમાની ગેરહાજરીનો લાભ લેવા તેઓ પ્રયત્ન કરે છે. તેવે વખતે ખાસ ક્ષમા ધારણ કરવાની જરૂર છે. ક્ષમાશીલ પણ તેનેજ કહી શકાય કે પ્રતીપક્ષને સંપૂર્ણ બદલો આપવાની શક્તિ છે; છતાં સર્વસ્વ ભોગે પણ શાન્તિને તજતા નથી. આ દુનિયામાં મનુષ્યને અનેક નિમિત્તે ગુસ્સો ઉત્પન્ન થાય છે. જેમકે:– કેટલાએકને કામ્ય સુખની પ્રાપ્તિ ન થવાથી, પોતાની સહજ વાતો માન્ય ન થવાથી, ઇચ્છા વિરૂદ્ધ થતાં કાર્યો જોવાથી અને પરસ્પર લેવડ–દેવડના પ્રસંગ વગેરેથી પ્રાય: નબળા

મનના અને કોઈપણ કાર્યનું અંતરસ્વરૂપ જાણવાની દરકાર ન કરનાર જીવાત્મા ક્રોધને તરત વશ થાય છે. જેથી અનેક સંસાર–વ્યવહારના કાર્યો બગડવાની સાથે તપ–જપ વગેરે ધર્મકાર્ય પણ સફળ થતાં નથી. માટે ધર્મશાસ્ત્રના નિયમ મુજબ કાંઈ સંગીન કારણ વિના ક્રોધ કરવો એ ઉચિત નથી. તેમજ વૈદક સિદ્ધાંત પ્રમાણે ક્રોધ કરવાથી અનેક રોગની ઉત્પત્તિ થાય છે. કારણ ક્રોધના આવેશથી લોહી તપી જાય છે, તેથી રૂધિરમાં વિકૃતિ થાય છે અને જવર વગેરે રોગ પ્રગટ થાય છે. સર્વને પ્રત્યક્ષ અનુભવ હોય છે કે જ્યારે કોઈ પ્રાણી ક્રોધી બની તપી જાય છે, ત્યારે તેનું આખું શરીર કંપવાની સાથે ચહેરો લાલચોળ થાય છે અને હૃદયને અત્યંત આઘાત થાય છે. બોલવા–ચાલવાનું કે વિચારવાનું કશું ભાન રહેતું નથી. કોઈ વખતે મગજમાં લોહી ચડી જવાથી પ્રાણાંતકષ્ટ ભોગવવું પડે છે. માટે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શાંતિ ચાહનારાએ જેમ બને તેમ ક્રોધથી દૂર રહેવું, અર્થાત્ ક્રોધપર કાબુ રાખવો; જેથી સંસાર વ્યવહાર સુખરૂપ ચલાવવાની સાથે આત્મકલ્યાણ સાધી શકાય છે. કોઈ ખાસ પ્રસંગે જેમકે અનીતિ અને નિંદ્ય કાર્ય કરનાર વ્યક્તિને સન્માર્ગે ચડાવવા કિંવા ઐહિક–પારમાર્થિક શ્રેયઃ નિમિત્તે ક્રોધની પણ જરૂર છે; પણ તે ક્રોધ કૃત્રિમરૂપે જોઈએ. અર્થાત્ પોતાના અંતરાત્મામાં તેની ઉંડી અસર ન થવી જોઈએ. ક્રોધથી માઠી અસર તત્કાળ થાય છે; તેમજ તેના અંગે ઉત્પન્ન થયેલા કારણ સબબે આ જન્મમાં અનેકવાર

દુ:ખો ભોગવવાં પડે છે. એટલેથીજ ન અટકતાં જન્માંતરમાં પણ ખરાબ યેનિમાં ઉત્પન્ન થવું પડે છે.

એક શાહુકારને રૂપ–લાવણ્ય સંપન્ન સાધારણ કેળવાયેલ કેટલાએક સદ્ગુણવાળી સુશીલા નામે પુત્રી અને સાત પુત્રો હતા. પુત્રી સૌથી નાની હોવાથી બહુ લાડકવાઈ હતી. ઘરમાં તેહેનું ઘણું માન હતું. ન્હાની ઉમ્મરમાં અલ્પ સમજણના સબબે અભિમાન સાથે તેના હૃદયમાં ક્રોધે સજ્જડ જડ ઘાલી હતી, જે ઉપરથી અચંકારી.એવું અપભ્રંશ (હુલામણું) નામ આપ્યું હતું. અર્થાત્ સહજ નજીવા પ્રસંગમાં પણ તે પુત્રી ચીડાઇ જતી. ક્રમશઃ યોગ્ય ઉમ્મરે આવતાં પોતાનાજ વિચાર મુજબ વર્તનારને પરણવા ઈચ્છતી. તે કન્યાનું રૂપ–લાવણ્ય અને કુશળતા જોઈને તે શહેરના પ્રધાને શેઠની પાસે પરણવાની માગણી કરી. જવાબમાં શેઠે જણાવ્યું કે:–"મારી પુત્રીને એવી ટેક છે કે પરણનારે ( પતિએ ) સૂર્ય આથમ્યા પછી ઘર બહાર ન રહેવું." પ્રધાન મોહવશ થઈ આ શરત કબુલ કરીને પરણ્યો. હમેશાં રાજ્યનું કામ પતાવી સૂર્ય આથમતાંજ પોતાને ઘેર આવતો. ઘણો વખત વિત્યા પછી તેના પ્રતિપક્ષી એક અમલદારે પ્રધાનની ( સ્ત્રી–ટેકની ) હકીકત જાણી. એ તકનો લાભ લેવા રાજા પાસે પ્રસંગ જોઈ વાત ઉચ્ચારી કે:–પ્રધાનજી રાજ્ય કાર્યમાં બરાબર કાળજી રાખતા નથી. જરૂરી પ્રસંગે પણ સૂર્ય આથમતાંજ કામ અધુરૂં મૂકી ઘેર ચાલ્યા જાય છે. રાજાએ તેનું કારણ પૂછ્યું. તેણે જવાબમાં પ્રધાનપત્નીની ટેકની વાત કહી. રાજા

ક્રોધના અતિ આવેશમાં ચાલી જાય છે, ત્યાં રસ્તામાં ચોર મળ્યા. ત્હેને પકડીને ગામ બહાર લઈ ગયા. તેઓએ ઘરેણાં સંતાડી તે સ્ત્રીને પોતાના મુખ્ય નાયકને સોંપી. તેને રૂપાળી જોઈ નાયકે ખુશ થતાં સ્ત્રી તરીકે રાખવા ઈચ્છા કરી–લલચાવી. પણ સુશીલાએ કહ્યું કે:–"પ્રાણાંતે પણ હું સત્ય શીલથી ડગીશ નહિ અને તારી દુષ્ટ ઈચ્છા પણ પૂરી થશે નહિ" કેટલાએક દિવસ રાખી તેણે વિવિધ પ્રકારનો ભય અને સ્નેહ બતાવ્યો. અંતે નિરાશ થઈ તેણે વેશ્યાને ત્યાં વેચી, તેણીએ વેશ્યાકૃત્ય કરવા માટે દબાણ કરી ઘણું દુઃખ આપ્યું; તથાપિ ચલિત ન થઈ. તેણે પણ બર્બર દેશમાં રંગ બનાવનારાને ત્યાં વેચી. તે પોતાના ધંધા માટે સુશીલા પાસે અનેક પ્રકારના કષ્ટમય કાર્ય કરાવવા લાગ્યો. સુશીલાએ આટલા આટલા દુઃખના અનુભવથી નિશ્ચય કર્યો કે:–" મ્હારા અતિ ક્રોધનું આ દુષ્ટ ફલ હું પ્રત્યક્ષ અનુભવું છું; માટે હવેથી મારે ક્રોધ ઉપર કાબુ મેળવવો." એમ ચોક્કસ કરી દુઃખે સુખે દિવસ વ્યતિત કરવા લાગી. ત્યાં પણ પોતાના સત્ય શીયળનું રક્ષણ કરી, સતીપણું જાળવતી.

પ્રાતઃકાળે પ્રધાન ઉઠ્યો અને ઝટ સુશીલાને તેડવા માટે તેને પિયર એક દાસીને મોકલી. ત્યાંથી જવાબ મળ્યો કે સુશીલા અત્રે આવેલ નથી. ખિન્નવદને દાસીએ કહ્યું કે:– "બાઈ, કાંઈ કારણ સર મધ્યરાત્રીએ તમારે ત્યાં આવવા ઘેરથી નીકળેલા છે." આ સાંભળતાં ગભરાટ–ચિંતા ઉત્પન્ન થતાં સુશીલાના ભાઈઓ વગેરે ઉતાવળા પ્રધાનજીને ત્યાં

આવ્યા; સઘળી હકીકતથી વાકેફ થયા. તે પરથી તેઓ પોતે તથા પ્રધાનજીના માણસો સુશીલાની શોધમાં નીકળ્યા. તપાસ કરતાં કરતાં બર્બર દેશમાં રંગારાને ત્યાં છે, એમ ચોક્કસ પત્તો મળવાથી ત્યાં ગયા અને રંગારાને પુષ્કળ દ્રવ્ય આપી દુઃખમાંથી સુશીલાને છોડાવી પોતાને ઘેર લાવ્યા. ઘેર આવતાંજ માતા-પિતા તેમજ પતિને નમન કર્યું અને પતિના કરેલા અવિવેકની શુદ્ધ અંતઃકરણથી તેણે માફી માંગી. પરણતી વખતે કરેલ પ્રતિજ્ઞા-વચન છોડી દીધું અને ફરીવાર ક્રોધ ન કરવાનો નિશ્ચય પણ જણાવ્યો. તેણીની ચાકરી બરદાસ કરતાં શરીર સારૂં થયું. જેથી સુશીલા પુનઃ પોતાને ઘેર ગઈ અને પરમ શાંતિથી પતિસેવાનો વિશેષ લાભ લેવા લાગી.

તેજ શહેરમાં એક મુનિનું શરીર દાઝી જવાથી વૈદ્યે સૂચવ્યું કે લક્ષપાક તેલ ચોપડો; તે તેલ આ ગામના પ્રધાનજીને ત્યાં મળશે. તે પરથી મહાત્માની સેવામાં રહેલા એક મુનિ તેલની યાચના કરવા પ્રધાનજીને ઘેર ગયા. તે સમયે સુધર્મ સભામાં દેવતાઓ સમક્ષ ઈંદ્રમહારાજે ક્ષમા વિષેની ચર્ચા ચલાવતાં જણાવ્યું કેઃ-"મૃત્યુ લોકમાં અનેક ક્ષમાશીલ સ્ત્રી-પુરૂષો છે. પણ અમુક ગામના પ્રધાનની ધર્મપત્ની સુશીલા અનેક પ્રતિકૂળ સંજોગોમાં ક્ષમા રાખી શકે છે-ક્રોધપર અસાધારણ રીતે વિજય મેળવ્યો છે." આ સાંભળી એક દેવને એ વાત કૌતુકરૂપ લાગવાથી શિઘ્રગતિએ સુશીલાને ત્યાં આવી અદ્રશ્ય રૂપે રહ્યો. તે વખતે મુનિને આવતા જોઈ,

સુશીલાએ તરતજ અતિ પ્રેમથી યોગ્ય નમન સાથે સત્કાર કર્યો. મહાત્માએ લક્ષપાક તેલની માગણી કરી. તરતજ પ્રસન્નવદને દાસીને કહ્યું કે:–પાસેના પટારામાં તેલના ચાર શીશા પડયા છે, તેમાંથી એક કાઢી લાવ. દાસીએ પટારો ઉઘાડી એક શીશો બહાર કાઢયો. સુશીલાને આપવા માંડયો કે તરતજ તે અદ્રશ્ય દેવે તેના હાથમાંથી શીશો પાડી નાંખ્યો, તેથી ફુટી ગયો. તેલ તમામ ઢોળાઈ ગયું, છતાં સુશીલાએ ક્રોધ ન કરતાં બીજો શીશો કાઢવા કહ્યું. તેની સ્થિતિ પ્રથમ પેઠેજ થઈ, ત્રીજાની પણ તેવીજ દશા થઈ. બહુ મૂલ્ય લક્ષપાક તેલના ત્રણ શીશાનું તેલ નકામું ગયું; તોપણ પ્રધાનપત્નીના મુખપર જરા ગ્લાનિ કે ક્રોધની નિશાની પણ ન જણાઈ. આનંદથી દાસીને કહ્યું કે ચોથો શીશો પણ કાઢી લાવ, ખાસ જાળવીને લાવજે. કારણ આ શીશાનું તેલ ઢોળાશે તો મહાત્માને ઉપયોગમાં અડચણ આવશે અને પવિત્ર મહાત્માની સેવા કરવાનો મળેલો અમૂલ્ય લાભ હું લઈ શકીશ નહિ. આ બનાવથી દાસી પણ અતિ શરમીંદી થઈ ખાસ કાળજી રાખી શીશો કાઢી બાઈ પાસે લાવી. તે વખતે દેવે સુશીલાના હૃદયમાં ક્રોધનો અંશ છે કે નહિ ? તેની પરીક્ષા કરતાં અંતઃકરણ પણ પરમ શાંત જણાયું. તેથી દેવ પોતાના હૃદયમાં અતિ પ્રસન્ન થયો અને વિચાર્યું કે:– “મ્હેં ત્રણ ત્રણવાર કીંમતી તેલના શીશા ફોડયા–ઢોળ્યા; છતાં આ સુશીલાના અંતરમાં ક્રોધનો આવેશ પણ નથી! માટે હવે ઘણું થયું, પરીક્ષાની પણ હદ હોય છે.” સુશી-

લાએ દાસી પાસેથી શીશો હાથમાં લઈ પ્રસન્નચિત્તે સાદરતાએ મહાત્માને અર્પણ કર્યો. તેમણે શીશાનો સ્વીકાર કર્યો; પણ મહાત્મા સ્વનિમિત્તે થયેલી નુકશાનીથી વિશેષ અંખવાણા. છેવટે જતાં જતાં મહાત્માએ પ્રધાનપત્નીને જણાવ્યું કે:– "બ્હેન ! તમને બહુ નુકશાની થવા પામી; પરંતુ આમાં દાસીનો ઈરાદાપૂર્વક દોષ નથી, માટે તેમના પર ગુસ્સો ન કરશો." એ મારી ખાસ ભલામણ છે. આ વાક્ય સાંભળી સુશીલાએ આંખમાં પ્રેમાશ્રુ લાવીને જણાવ્યું કે–" મહારાજશ્રી ! આ જિંદગાનીમાંજ નજીવી બાબત માટે એકવાર કરેલા ક્રોધનું અનિષ્ટફળ ઘણા સમય સુધી વિવિધ રીતે જે મ્હેં ભોગવ્યું છે, તે મારી દૃષ્ટિ આગળ તરવરે છે. તે દેહાંત સુધી ભૂલી શકું તેમ નથી." એમ બોલી પૂર્વની બનેલી દુઃખમય હકીકત સંક્ષિપતઃ કહી બતાવી અને જણાવ્યું કે:–"કૃપાળુ મહાત્મન્ ! તે બનાવ પછી મેં દૃઢ નિશ્ચય કર્યો છે કે ચાહે તેવા અનિષ્ટ–પ્રતિકૂળ અને દુઃખદ સંજોગો ઉપસ્થિત થવા પામે તોપણ ક્રોધ નજ કરવો." માટે આ નુકશાનીથી દાસી પ્રત્યે તો બીલકુલ ક્રોધ થવા નહિ પામે, પણ હવેથી ક્રોધ પ્રત્યે ક્રોધ ( તિરસ્કાર ) થાય છે. મહાત્માએ કહ્યું કે:–" બ્હેન ! ધન્ય છે. ક્રોધથી સાંસારિક–વ્યવહારિક અને ધાર્મિક કાર્ય બગડે છે; તે સાથે જિંદગાની ખરાબ થાય છે." એટલું કહી મહાત્મા ચાલ્યા ગયા. આ બધો બનાવ અદૃશ્યપણે જોઈ તેમજ વાત સાંભળીને દેવ અતિ પ્રસન્ન થયો અને પ્રગટ થઈ કહ્યું કે:–" હે ક્ષમામૂર્તિ ! હે

આર્ય દેવિ ! ધન્ય છે તારી ટેકને. ક્રોધ નહિ કરવાનો અડગ નિશ્ચય મેં પ્રત્યક્ષ અનુભવ્યો. માટે હૃદય સાથે મારૂં મસ્તક તને નમે છે. તારા અંતઃકરણના ઉમદા વિચારો તેમજ છેવટ સુધી ટકી રહેલી અડગ ક્ષમા, તે મોટા ઋષિ-મુનિઓને પણ ચકિત કરે તેવી છે. ખરેખર તમારા જેવી આર્ય મહિલાઓ-વડેજ આ મૃત્યુલોક પણ સ્વર્ગ સમાન થવા પામે છે." શીશા ફોડવાની કરેલી દેવમાયા તેણે સંકેલી લઈ મૂળ સ્થિતિ મુજબ શીશા સાજા દેખાડયા. છેવટે દેવે તેણીને પોતાની ધર્મભગિની તરીકે માની એક દિવ્યહાર અર્પણ કરી સ્વસ્થાને ગયો. ક્રોધ નહીં કરવાનું ઉત્તમ ફળ તરતજ મળેલું જાણી સુશીલા વધારે ચીવટથી ક્ષમા રાખવા લાગી અને પતિસેવાના કાર્યથી નિવૃત્તિના સમયે આસપાસનાઓને ઉમદા આદરણીય આચાર રાખવાનો બોધ વારંવાર મુક્તકંઠે કરવા લાગી. તેમજ મળેલી લક્ષ્મીનો સદુપયોગ, સ્ત્રી-સમાજ સુધારણાંના કામો જેવાં કે-સ્ત્રીકળા ભૂવન, વિધવાશ્રમ, અનાથાશ્રમ, કન્યાશિક્ષણ ગૃહ, મહિલા-મંડળ, પ્રસૂતિગૃહ અને સ્ત્રી-રોગ માટેના ઔષધાલય વગેરે પારમાર્થિક કાર્યોમાં કરવા લાગી અને પ્રધાન પણ તેવાં કાર્યો કરવાની સહાનુભૂતિ સાથે જોઈતી સર્વ પ્રકારની મદદ આપતો રહ્યો.

મહાશયો ! ક્ષમાના પરમ પ્રભાવથી સ્ત્રી કે પુરૂષ કેટલાં મહત્ત્વના કાર્યો કરી શકે છે. એ ઉપરના દૃષ્ટાંતથી આપ જાણી શકયા હશો. માટે શાંતિ કોઈપણ કાળે છોડવી નહી, તે પણ અહિંસાત્મક શાંતિ હોવી જોઈએ. એજ આપણું

આવશ્યક કર્ત્તવ્ય છે. માટે કોઈપણ ખાસ પ્રસંગે શાંતિને કેળવવા પ્રયત્ન કરશો; એજ મારી નમ્ર સૂચના છે.

### અભ્યાસ પાઠ ૨૫ મો.

૧ કોઈપણ પ્રતિકૂલ સંજોગથી ઉશ્કેરાઈ જઈ સ્વાભાવિક શક્તિનો દુરૂપયોગ ન કરવો; તેજ શાંતિ યાને ક્ષમા છે.

૨ શાંતિ એ અહિંસાત્મક દિવ્ય બળ છે, તેજ વીરપુરૂષોનું ઉમદા ભૂષણ છે.

૩ શાન્તિનો પ્રતિપક્ષી ક્રોધ છે.

૪ ક્રોધથી શરીરની ખરાબી થવા સાથે વિવિધ રોગ પ્રગટે છે.

૫ ક્રોધથી કલેશ વગેરે વધે છે, જેને લીધે ધનની, આબરૂની હાની થાય છે.

૬ ક્રોધથી અનેક દુશ્મનો વધે છે અને પુનઃ પુનઃ કલેશ થવા પામેછે.

૭ ક્રોધથી ગાઢ મિત્રાચારી પણ નાશ થવા પામે છે.

૮ ક્રોધથી મનની સ્થિતિ નિરંકુશ બની જવાથી મનુષ્ય અકાર્ય કરવા પ્રેરાય છે.

૯ ક્રોધના અતિ આઘાતથી હૃદય બંધ પડી જઈ મૃત્યુ નીપજે છે.

૧૦ ક્રોધના આવેશથી વિચાર અને વચનનો ગેરઉપયોગ થાયછે.

૧૧ ક્રોધવડે સદ્દબુદ્ધિ ગુંગળાઇ જવાથી કોઈના ખૂન જેવું પણ અનિષ્ટ કાર્ય થઈ જાય છે.

૧૨ ક્રોધથી સ્વમાન-મર્યાદા અને શાન્તિ જળવાતી નથી.

૧૩ ક્રોધથી બીજા સદ્દગુણો પણ નિર્માલ્ય જેવા દેખાય છે.

૧૪ ક્રોધથી જુઠું બોલવાનો-અન્ય ઉપર ખોટા આક્ષેપ મૂકવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

૧૫ ક્રોધ બીજાને નુકશાન કરવા પહેલાં પોતાના શરીર અને મનનેજ બાળેછે-નુકશાન કરેછે.

૧૬ ક્રોધ, સુખને દુઃખના રૂપમાં ફેરવી નાંખે છે.

૧૭ ક્ષમા એ પાશવ બળને નાશ કરનાર છે.

૧૮ ક્ષમાવડે સ્વજાતિ, દેશ કે ધર્મનો અભ્યુદય થવા પામે છે.

૧૯ ક્ષમા એ આત્માની દિવ્ય શક્તિ છે.



## કર્ત્તવ્ય ૬૬ મું. સંતોષવૃત્તિ.

ભવ્ય જિજ્ઞાસુઓ! ગઇ કાલે ક્ષમાવિષે વિવેચન કરવામાં આવેલું. આજરોજે સંતોષવૃત્તિ એ કર્ત્તવ્યનું સ્પષ્ટીકરણ કરવામાં આવશે. સુજ્ઞ સ્નેહીઓ! ક્ષમાશીલ જીવાત્માઓ સંતોષી હોવા જોઈએ. કારણ કે નિર્લોભિતા એ ક્ષમાનો સહચારી ગુણ છે. સંતુષ્ટ મનુષ્ય સ્વમાનને જાળવી શકે છે. સંતો-

ષવૃત્તિથી મનુષ્ય પોતાનું સાત્વિક અને સાદું જીવન બનાવી શકે છે. અત્યંત સ્પૃહાલુ જીવાત્માઓની મનોવૃત્તિ ક્યાંય પણ સ્થિરતાને ભજી શકતી નથી. હમેશાં કામ્ય-ભૌતિક સુખમાં નિસ્પૃહ થવાની જરૂર છે; પરંતુ સ્વ-પરના ઉદ્ધારક કાર્યમાં વિશેષ અભિલાષા કરવી એ કંઈ અસંતોષ યાને લોભ ન કહી શકાય. તેમજ આળસુ-નિરૂદ્યમી બની બીજાઓના વૈભવ ઉપર તાગડધીન્ના કરવા એ પણ સંતોષવૃત્તિ નજ કહેવાય. જેમ બને તેમ અલ્પ સાધનથી જીવન નિર્વાહ કરવા તરફે કાળજી રાખવી એ આપણું ખાસ કર્ત્તવ્ય છે. માટે દરેક ગૃહસ્થોએ યથોચિત ગૃહવ્યવહારના અનેક કાર્ય પ્રસંગે વિવેક પુરઃસર કરકસર કરવી જોઈએ; પણ અતિલોભી ન બનવું. કારણ તેવા વર્તનથી કૃત્યાકૃત્યનું ભાન ભૂલી જવાય છે. તેમજ સ્વજાતિ, સ્વધર્મ અને સ્વમાનની યોગ્યતાનો વિચાર કરવામાં બેદરકાર રહેવાય છે. "અતિ તૃષ્ણા એ પાપનું મૂળ છે." મનુષ્યની માનસિક ઈચ્છા સર્વાંશે કોઈ રીતે કદી પણ પૂરી થવા સંભવ નથી. કારણ દુનિયામાં ઈચ્છાના અનંત પ્રમાણમાં પૂરી પડે તેટલી સામગ્રી કુદરત આપી શકતી નથી. અગ્નિમાં ગમે તેટલા ઇંધણાં નાંખવામાં આવે, તોપણ અગ્નિ કોઇ દિવસ સંતોષાતો નથી; પણ ઉલટો વધારે જાજ્વલ્યમાન થાય છે. તૃષ્ણા પણ તેવીજ છે; માટે જેમ બને તેમ વિચારપૂર્વક સંતોષવૃત્તિ ધારણ કરવી. કેટલાએક સશક્ત છતાં અતિ આળસ કે બેપરવાઈથી કંઈ પણ યોગ્ય ઉદ્યમ ન કરતાં શિથિલાચારી થઈ પડ્યા રહે છે.

અને બીજા તરફથી મળેલ જુજ મદદવડે પોતાનું પોષણ માંડમાંડ કરે છે. તોપણ પોતે બડાઈ કરે છે કે "હું તો સંતોષી છું, ઝાઝી ઉથલપાથલ–કડાકુટ કે મહેનત લેતો નથી!" એ કહેવાતી સંતોષવૃત્તિ અતિ નિંદ્ય છે, તેમજ કેટલાએક એવા મખ્ખીચૂસ–કૃપણકાકા હોય છે કે, ગમે તેટલી સારી આર્થિક સંપત્તિ હોવા છતાં, અતિ વૃધાવસ્થા સુધી લક્ષ્મી વધારવાના મોહમાંજ નિરંતર મચ્યા રહી; યોગ્યાયોગ્યના વિ-વેક વિના ગમે તેવાં કાળાં કૃત્યો કરવા અચકાતા નથી! તેમજ અસંતોષવૃત્તિ ધારણ કરી સામાજિક વગેરે લાભદાયી કાર્ય કરવામાં બેદરકાર બને છે. મરણાંતે પોતે મેળવેલું દ્રવ્ય આ પૃથ્વી પરજ પડયું રહેવાનું અને મનુષ્ય જન્મ પામી પોતાનું ધાર્મિક શ્રેય: કરવાના ભાગ્યથી તે હીન બને છે. તેવા માણસો શું ધિક્કારને પાત્ર નથી ગણાતા? માટે ગૃહસ્થને ઉચિત છે કે–પોતાના ગૃહકાર્ય નિભાવવામાં ખાસ ખામી જણાય તો, યોગ્ય વ્યવસાય કરી જોઈતી સામગ્રી મેળવી તેટલેથીજ સંતોષ પકડવો; પણ લોભના વમળમાં ગુંચવાવું નહિ. મનુષ્યને હાથે થતી દુનિયાની પાયમાલીનો મુળ પાયો અસંતોષજ છે. અગાઉ અને હાલના મહાનયુદ્ધો તેનેજ આભારી છે. અતિતૃષ્ણા–લોભનું પરિણામ હમેશાં અનિષ્ટજ આવે છે. તે વિષે એક દાખલો આપું છું જેથી આપ જાણી શકશો.

લક્ષ્મીદાસ નામે એક શ્રીમંત વણિકને ચાર પુત્રો હતા. તેઓ યોગ્ય કેળવાયેલ, સ્વભાવે નમ્ર–સરલ અને યોગ્ય વયે પરણેલા ...લક્ષ્મીદાસ પોતે કંજૂસકાકા કહેવાતા

હતા. ઘરમાં ખોરાકી માટે હલકામાં હલકું ધાન્ય લાવતા; અને વસ્રો પણ તદ્દન હલકાં-જુજ કિંમતવાળાં વાપરવા દેતા. ઘેર કોઈપણ પરોણા-અતિથિ કે ભિક્ષુકો આવેલ હોય તો તેઓ અસંતોષ સાથે પાછા ફરતા. મતલબ કોઈને પણ માન-પાન કે દાન મળતું નહિ. જેથી ગામમાં ત્હેમની નિંદા થવા પામતી. જેને લઈને પુત્રો, પિતાને નમ્રતાથી તેવી નિંદ્ય પ્રવૃત્તિ ન કરવા માટે વારંવાર યોગ્ય સૂચના સાથે ઉપાલંભ આપતા. છતાં ડોસો તેનાં કહેણને ન માનતાં, ઉલટો છોકરાઓને કહેવા લાગ્યો કેઃ-ત્હમે અહીં બેઠા બેઠા ખાઓ છો, માટે વાતો આવડે છે. પૈસો મેળવવામાં કેટલી મહેનત પડે છે તે તમે શું સમજો ? એક દમડી માટે ચમડી ઉતારવી પડે છે. તમો શરમાતા હો તો પરદેશ જઈ પૈસો કમાઈ આવો તો ખરા; પછી મોટી મોટી વાતો કરજો. આ ઉપરથી છોકરાઓ કંટાળી પરદેશ ગયા. ડોસો નિરંકુશ થવાથી વધારે વધારે લોભ કરવા લાગ્યો. ગામના માણસો તેને ભખીલદાસ તરીકે ઓળખવા લાગ્યા. ઘરમાં પોતે તથા ચાર પુત્રવહુઓ હતી. પોતાના લોભીપણાને લીધે વહુઓ નવરી બેશી ન રહે, કોઈને ઘેર ન જાય એ ઈરાદાથી રેંટીયાવતી સુતર કાંતવા માટે રૂ આપતો. પુત્રવધૂઓ કુલીન હોવાથી તે કાર્ય પણ આનંદભેર કરતી. લક્ષ્મીદાસની અતિ લોભી પ્રકૃતિના સબબે વહુઓ બહુ કંટાળો પામતી. એક વખત રાત્રે ચારે મળીને વિચાર કર્યો કેઃ-આપણા પ્રારબ્ધ કેવા છે ? છતે પૈસે અને પતિએ સાંસારિક ઉચિત સુખથી વંચિત

રહેવા પામીયે છીએ. ત્યારે એકજણી બોલી કે કોઇપણ વસ્તુ ઉપર બેસી આકાશ માર્ગે ઉડવાની વિદ્યા હું જાણું છું. માટે તમારી સલાહ અને ઇચ્છા હોય તો ફરવા જઇએ. સર્વ બ્હેનોએ હા પાડી. બ્હેન ! ત્હારૂં પ્રભુ ભલું કરે; આ ઘર તો બંધીખાનારૂપ છે. અનુમતિ મળતાંજ ચારેજણી માળેથી નીચે આવી જોયું તો ડોસાને ઉંઘતા જોયા. તરતજ આંગણામાં પડેલા એક મોટા લાકડાપર વસ્ત્ર નાંખી તેપર બધી બેઠી; વિધિપૂર્વક વિદ્યાનો ઉપયોગ કર્યો કે ઝટ લાકડું આકાશમાર્ગે ચાલ્યું. રત્નદ્વીપ આવતાં લાકડાને નીચે ઉતારી એક સ્થળે મૂકી દીધું. તે ચારે દ્વીપના બગીચામાં ગઇ, ત્યાં આનંદલ્હેર રાસડા વગેરે નિર્દોષ ક્રીડા કરવા લાગી. પાછલી રાતે તેજ લાકડાપર બેસી ડોસો ઉઠયા પહેલાં ઘેર આવતી રહી. લાકડાને ચોકમાં રાખી, શયનગૃહમાં સૂઇ ગઇ. આ પ્રમાણે થોડા દિવસ ચાલ્યું. શેઠના જોવામાં આવ્યું કે ચોકમાં પડેલું આવડું મોટું લાકડું દરરોજ સ્થાન ફેર કેમ થાય છે? ચિકિત્સા જોવા કપટનિદ્રા કરી રાત્રે સૂતો. હમેશના નિયમ મુજબ સ્ત્રીઓ લાકડાપર બેસી ફરવા ગઇ, યથાસમયે પાછી આવી. આ હકીકત જોવામાં આવતાં ડોસો ચકિત થયો અને ખાત્રી કરવા માટે લાકડાને તપાસ્યું તો લાકડું પોલું જણાયું. જેથી આગલી રાત્રે ચુપકીથી પેલા લાકડાની પોલમાં બેસી ગયો; સમય થતાં પુત્રવધૂઓ આવી નિર્ભયપણે લાકડાપર બેસી રત્નદ્વીપે ગઇ લાકડું મૂકી બગીચામાં ક્રીડા કરવા

રહેવા પામીયે છીએ. ત્યારે એકજણી બોલી કે કોઇપણ વસ્તુ ઉપર બેસી આકાશ માર્ગે ઉડવાની વિદ્યા હું જાણું છું. માટે તમારી સલાહ અને ઇચ્છા હોય તો ફરવા જઈએ. સર્વ બ્હેનોએ હા પાડી. બ્હેન ! ત્હારૂં પ્રભુ ભલું કરે; આ ઘર તો બંધીખાનારૂપ છે. અનુમતિ મળતાંજ ચારેજણી માળેથી નીચે આવી જોયું તો ડોસાને ઉંઘતા જોયા. તરતજ આંગણામાં પડેલા એક મોટા લાકડાપર વસ્ત્ર નાંખી તેપર બધી બેઠી; વિધિપૂર્વક વિદ્યાનો ઉપયોગ કર્યો કે ઝટ લાકડું આકાશમાર્ગે ચાલ્યું. રત્નદ્વીપ આવતાં લાકડાને નીચે ઉતારી એક સ્થળે મૂકી દીધું. તે ચારે દ્વીપના બગીચામાં ગઈ, ત્યાં આનંદભેર રાસડા વગેરે નિર્દોષ ક્રીડા કરવા લાગી. પાછલી રાતે તેજ લાકડાપર બેસી ડોસો ઉઠયા પહેલાં ઘેર આવતી રહી. લાકડાને ચોકમાં રાખી, શયનગૃહમાં સૂઇ ગઈ. આ પ્રમાણે થોડા દિવસ ચાલ્યું. શેઠના જોવામાં આવ્યું કે ચોકમાં પડેલું આવડું મોટું લાકડું દરરોજ સ્થાન ફેર કેમ થાય છે ? ચિકિત્સા જોવા કપટનિદ્રા કરી રાત્રે સૂતો. હમેશના નિયમ મુજબ સ્ત્રીઓ લાકડાપર બેસી ફરવા ગઈ, યથાસમયે પાછી આવી. આ હકીકત જોવામાં આવતાં ડોસો ચકિત થયો અને ખાત્રી કરવા માટે લાકડાને તપાસ્યું તો લાકડું પોલું જણાયું. જેથી આગલી રાત્રે ચુપકીથી પેલા લાકડાની પોલમાં બેસી ગયો; સમય થતાં પુત્રવધૂઓ આવી નિર્ભયપણે લાકડાપર બેસી રત્નદ્વીપે ગઇ લાકડું મૂકી બગીચામાં ક્રીડા કરવા

હતા. ઘરમાં ખોરાકી માટે હલકામાં હલકું ધાન્ય લાવતા; અને વસ્ત્રો પણ તદ્દન હલકાં-જુજ કિંમતવાળાં વાપરવા દેતા. ઘેર કોઈપણ પરોણા-અતિથિ કે ભિક્ષુકો આવેલ હોય તો તેઓ અસંતોષ સાથે પાછા ફરતા. મતલબ કોઈને પણ માન-પાન કે દાન મળતું નહિ. જેથી ગામમાં ત્હેમની નિંદા થવા પામતી. જેને લઈને પુત્રો, પિતાને નમ્રતાથી તેવી નિંદ્ય પ્રવૃત્તિ ન કરવા માટે વારંવાર યોગ્ય સૂચના સાથે ઉપાલંભ આપતા. છતાં ડાસો તેનાં કહેણને ન માનતાં, ઉલટો છોકરાઓને કહેવા લાગ્યો કેઃ-ત્હમે અહીં બેઠા બેઠા ખાઓ છો, માટે વાતો આવડે છે. પૈસો મેળવવામાં કેટલી મહેનત પડે છે તે તમે શું સમજો ? એક દમડી માટે ચમડી ઉતારવી પડે છે. તમો શરમાતા હો તો પરદેશ જઈ પૈસો કમાઈ આવો તો ખરા; પછી મોટી મોટી વાતો કરજો. આ ઉપરથી છોકરાઓ કંટાળી પરદેશ ગયા. ડાસો નિરંકુશ થવાથી વધારે વધારે લોભ કરવા લાગ્યો. ગામના માણસો તેને લખીલદાસ તરીકે ઓળખવા લાગ્યા. ઘરમાં પોતે તથા ચાર પુત્રવહુઓ હતી. પોતાના લોભીપણાને લીધે વહુઓ નવરી બેશી ન રહે, કોઈને ઘેર ન જાય એ ઈરાદાથી રેંટીયાવતી સુતર કાંતવા માટે રૂ આપતો. પુત્રવધૂઓ કુલીન હોવાથી તે કાર્ય પણ આનંદલેર કરતી. લક્ષ્મીદાસની અતિ લોભી પ્રકૃતિના સબબે વહુઓ બહુ કંટાળો પામતી. એક વખત રાત્રે ચારે મળીને વિચાર કર્યો કેઃ-આપણા પ્રારબ્ધ કેવા છે ? છતે પૈસે અને પતિએ સાંસારિક ઉચિત સુખથી વંચિત

રહેવા પામીયે છીએ. ત્યારે એકજણી બોલી કે કોઇપણ વસ્તુ ઉપર બેસી આકાશ માર્ગે ઉડવાની વિદ્યા હું જાણું છું. માટે તમારી સલાહ અને ઈચ્છા હોય તો ફરવા જઈએ. સર્વ બ્હેનોએ હા પાડી. બ્હેન ! ત્હારૂં પ્રભુ ભલું કરે; આ ઘર તો બંધીખાનારૂપ છે. અનુમતિ મળતાંજ ચારેજણી માળેથી નીચે આવી જોયું તો ડોસાને ઉંઘતા જોયા. તરતજ આંગણામાં પડેલા એક મોટા લાકડાપર વસ્ત્ર નાંખી તેપર બધી બેઠી; વિધિપૂર્વક વિદ્યાનો ઉપયોગ કર્યો કે ઝટ લાકડું આકાશમાર્ગે ચાલ્યું. રત્નદ્વીપ આવતાં લાકડાને નીચે ઉતારી એક સ્થળે મૂકી દીધું. તે ચારે દ્વીપના બગીચામાં ગઈ, ત્યાં આનંદભેર રાસડા વગેરે નિર્દોષ ક્રીડા કરવા લાગી. પાછલી રાતે તેજ લાકડાપર બેસી ડોસો ઉઠયા પહેલાં ઘેર આવતી રહી. લાકડાને ચોકમાં રાખી, શયનગૃહમાં સૂઈ ગઈ. આ પ્રમાણે થોડા દિવસ ચાલ્યું. શેઠના જોવામાં આવ્યું કે ચોકમાં પડેલું આવડું મોટું લાકડું દરરોજ સ્થાન ફેર કેમ થાય છે ? ચિકિત્સા જોવા કપટનિદ્રા કરી રાત્રે સૂતો. હમેશના નિયમ મુજબ સ્ત્રીઓ લાકડાપર બેસી ફરવા ગઈ, યથાસમયે પાછી આવી. આ હકીકત જોવામાં આવતાં ડોસો ચકિત થયો અને ખાત્રી કરવા માટે લાકડાને તપાસ્યું તો લાકડું પોલું જણાયું. જેથી આગલી રાત્રે ચુપકીથી પેલા લાકડાની પોલમાં બેસી ગયો; સમય થતાં પુત્રવધૂઓ આવી નિર્ભયપણે લાકડાપર બેસી રત્નદ્વીપે ગઈ. લાકડું મૂકી બગીચામાં ક્રીડા કરવા

લાગી. આ લાગ જોઈ શેઠ બહાર નીકળતાંજ અજવાળી રાત હોઇને રત્નમય પૃથ્વી જણાઈ. જોતાંજ ગાભરો બન્યો, અને બોલાઈ ગયું, 'કે:–અ....ધ....ધ....ધ,...આટલાં બધાં રત્નો !' નજીકમાંથી થોડાંક રત્નો વીણી ઝટ પોલમાં બેસી ગયો. મનમાં બડબડયો કે:–આ રાંડો રોજ અહીં આવતી હશે ? છતાં કોઈ દહાડો એકે રત્ન લાવતી નથી. 'આપ મુવા વિના સ્વર્ગે ન જવાય.' માટે હવે લાકડામાં ખુબ મોટી પોલ કરાવી પુનઃ અહીં આવી લેવાય તેટલાં રત્ન લઇ જ-ઈશ ! વહુઓ તદ્દન મૂર્ખી અને હૈયાફૂટીઓ જણાય છે. ત્યારપછી રમત રમી નિયમાનુસાર તેઓ ઘેર આવી. ડોસાએ ખાનગી રીતે તે લાકડામાં મોટી પોલ કરાવી રાત્રે હરખાતો હરખાતો માંહે બેઠો. સ્ત્રીઓએ હમેશ મુજબ આવી લાકડું આકાશ માર્ગે ચલાવ્યું. રત્નદ્વીપ આવતાં લાકડું નીચે મૂકી ક્રીડા કરવા બાગમાં ગઈ.શેઠ બહાર નીકળ્યા અને મળ્યા તેટલાં રત્નો લઈ પોલમાં ભર્યાં છતાં થોડી પોલ જણાઈ. લાલચને લીધે વિશેષ લેવા આડું અવળું ફરવા લાગ્યો. વધારે કીં-મતી રત્નોના લોભે છેટે ગયો અને રત્ન વીણવામાં વધારે વખત રોકાયો. સ્ત્રીઓ વખતસર પાછી વળી લાકડાપર બેસી ઘેર આવી. પાછળથી શેઠ આવીને જુએ છે તો લાકડું ન મળે, તેથી બહુ ગભરાયો. શું હું સ્થળ ચૂકી ગયો ? એમ ધારી આડો અવળો ભટકવા લાગ્યો; પણ પત્તો ન મળ્યો. છેવટે હતાશ થઈ બડબડવા માંડયો કે "હાય હાય ! આ

શું થયું ? અરેરે ! મ્હેં લાકડાની પોલમાં કેટલાં બધાં રત્ન ભેળાં કર્યાં છે ? હવે તે કયાં મળશે ? કેમ મળશે ? વગેરે વગેરે વિચારોના વમળને લીધે–અતિ લોભના આવે શથી મગજ ચસકયું. હૃદયમાં સખ્ત આઘાત થવાથી બેભાન થઇ નીચે પડયો; તરતજ હૃદય બંધ થવાથી લક્ષ્મીદાસ શેઠનો દેહાંત (મરણ) થયો.

બંધુઓ ! આ દષ્ટાંતથી આપ જાણી શકયા હશો કે અસંતોષવૃત્તિથી શારીરિક, વ્યવહારિક કે પારમાર્થિક કેટલું અશ્રેય થવા પામે છે; માટે પ્રત્યેક મનુષ્યોએ સંતોષવૃત્તિ થવું સંતુષ્ટ રહેવાથી કેટલાએક ફ્જુલ–નકામા ખરચનો બચાવ થવા પામે છે. જો કોઈપણ મનુષ્ય કેવળ પોતાના ભોગોપભોગના જરૂરી પદાર્થો તરફ ખ્યાલ કરે તો સહજ સંતોષવૃત્તિ ઉત્પન્ન થઇ શકે છે. પરંતુ આજકાલ જરૂરિયાતની ચીજને બદલે મોજશોખની વસ્તુઓ તરફ ઘણા મનુષ્યો લલચાઇ જવાથી સંતોષવૃત્તિ જાળવી શકતા નથી. એટલુંજ નહિ પણ વિશેષ દ્રવ્ય વગેરે સામગ્રી મેળવવા તનતોડ મ્હેનત કરે છે. હૃદયમાં અવનવા વિચારતરંગો ઉત્પન્ન થાય છે, જેથી ત્હેમને જરાપણ શાંતિ મળવા પામતી નથી. માટે શાંતિ અને આનંદમય જીવન ગાળવાનો અમૂલ્ય ઉપાય સંતોષવૃત્તિ છે. સંતોષવૃત્તિથી આર્થિક, વ્યવહારિક અને પારમાર્થિક શ્રેય સાધી શકાય છે. માટે બનતે પ્રયાસે સંતોષી થવા પ્રયત્ન કરવો એજ આપણું ઉચ્ચ કર્ત્તવ્ય હોવું જોઈએ.

## અભ્યાસ પાઠ ૨૬ મો.

૧ " संतोषः परमं सुखं " સંતોષ એજ મોટું સુખ છે.

૨ આળસુ કે એદીપણાને અંગે સંતોષ માનવો, એ ખરો સંતોષ નથી.

૩ વિવેક પૂર્વક સાદું–સુખમય જીવન ગાળવામાંજ સંતોષ માનવો એ ઉત્તમ છે.

૪ વિશેષ સંપત્તિ છતાં અવિશ્રાંત ધનની ઝંખના રાખવી એ નિંદ્ય છે.

૫ સંતોષ એ સદ્‌ગુણ છે, અને અતિલોભ એ દુર્ગુણ છે.

૬ સંતોષવૃત્તિથી દુષ્કૃત્ય થવા પામતાં નથી.

૭ તૃષ્ણાગ્નિ શરીર–હૃદયને નિરંતર બાળે છે.

૮ લોભથી આલોક તથા પરલોક ઉભય બગડે છે.

૯ અસંતોષ ઘણા અનીતિમય કાર્યનું મૂળ હોય છે.

૧૦ અતિ લોભના આવેશથી કેળવાયેલા–કહેવાતા ડાહ્યા માણસો પણ અયોગ્ય કાર્યમાં યોજાય છે.

૧૧ નાનાં કલેશ કે મહાન્ યુદ્ધોનું મૂળ કારણ અસંતોષજ હોય છે.

૧૨ અસંતોષથી મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થાય છે.



## કર્ત્તવ્ય ૨૭ મું કૃતજ્ઞતા.

કર્ત્તવ્ય પરાયણ સન્મિત્રો !

ગઈ કાલે સંતોષવૃત્તિ પરત્વે ભાષણ કરવામાં આવેલું. આજે તો કૃતજ્ઞતા એ કર્ત્તવ્યની મીમાંસા કરવામાં આવશે. સભ્યો ! સંતોષવૃત્તિવાળા મનુષ્યો કોઈએ કરેલા સામાન્ય ઉપકારમાં પણ સંતુષ્ટ બની વિશેષ પ્રત્યુપકાર કરવાની આકાંક્ષા-વાળા થાય છે. જે અસંતુષ્ટ–અત્યંત લોભી મનુષ્ય ઉપર ચાહે તેટલા ઉપકાર કરવામાં આવે તોપણ ત્હેમનું મન સંતોષાતુંજ નથી. આ બ્રહ્માંડ રૂપ એક કુદરતનું ગૃહ છે. એક બીજાઓ અન્યોઅન્ય ઉપકાર કરીજ રહ્યા છે. કંઈક લઈને અને કંઈક દઈને. માટે સૌનો સૌપર ઉપકાર છે. માટેજ નૈસર્ગિક કવિ કલાપી કહે છે કે:—

બ્રહ્માંડ આતો ગૃહ તાતનું છે, આભાર સૌનો સૌને રહ્યો જ્યાં;
લે છે સહુ કંઇ સહુને દઇ કંઇ, આભાર સૌનો સૌ ઉપરે છે.

માટે ઉપકાર કરવો તથા મેળવવો; એ પ્રાણીમાત્ર માટે જરૂરી કુદરતી કાયદો છે. કોઈને કોઈ રીતે એક બીજાનો ઉ-પકાર કરનાર મનુષ્ય આ દુનિયામાં ઉત્તમ મનાય છે. કોઈ માણસે આપણને કાંઈ ઉપકાર કર્યો હોય, તે ભૂલી ન જતાં યોગ્ય સમયે તેનો બદલો વાળવો તેજ કૃતજ્ઞતા. પરંતુ કરેલા ઉપકારના બદલામાં અપકાર ( ભુંડું ) કરી કૃતઘ્ન ન થવું. સામેના માણસનો થોડા પણ ઉપકાર બહુ કરી માનવો

એ માણસાઈનું લક્ષણ છે. પરંતુ કેટલાક જીવાત્માઓ સ્વાર્થને વશ થઇ કરેલા ઉપકારને ઉપકાર રૂપે માનવામાં પણ કૃપણતા દાખવે છે, તો પછી બદલો કયાંથીજ વાળી શકે? માટે ઉદાર ચિત્ત બની ઉપકારઋણથી મુક્ત થવા પ્રયત્નશીલ થવું.

બ્રહ્મદત્ત ચક્રવર્તીની માતા ( ચુલણી ) પૂર્વના વિશિષ્ટ પ્રારબ્ધવશાત્ વિષયાંધ બનેલી. તેથી વિષયસુખમાં આડખીલરૂપ બ્રહ્મદત્તને મારી નાંખવાની એક યુક્તિ તેણીએ શોધી કાઢી કે:–બ્રહ્મદત્તને લગ્ન પ્રસંગે લાખના મહેલમાં સૂવાડ્યા પછી તે મહેલને સળગાવી દેવો; છેવટે સમય આવતાં તેમ કર્યું. પરંતુ આ કપટ પ્રથમથીજ પ્રધાનના જાણવામાં આવી જવાથી બ્રહ્મદત્તને બચાવવા સુરંગ ખોદાવી બહાર કાઢવાની જે યુક્તિ કરેલી તે મુજબ બચાવી ગુપ્ત રીતે પોતાના પુત્ર સાથે શહેર બહાર મોકલાવ્યો. આગળ ચાલતાં રસ્તામાં પ્રધાનપુત્રથી તે છુટો પડી જવાથી એકાકી ચાલતાં અટવીમાં ભૂલો પડ્યો; ત્યાં માર્ગમાં એક વિપ્રનો સાથ થયો. તેની સાથે સાથે ચાલતો હતો, પણ રસ્તામાં ખાવાનું પોતા પાસે ન હતું. પેલા બ્રાહ્મણ સાથે ભાતું હતું, પોતે જ્યાં જલાશય આવતું ત્યાં ભોજન કરતો; બ્રહ્મદત્તને ખોટે મિષે પણ આમંત્રણ કરતો નહિ. જેથી ખાધા વિના ત્રણ દિવસે તેણે અટવી પસાર કરી; એક ગામ પાસે આવી પહોંચ્યા. ત્યાંથી જુદા પડતાં બ્રહ્મદત્તે પ્રસન્નવદને વિપ્રને કહ્યું કે–“ ભૂદેવ ! ત્હમે મ્હારાપર જે ઉપકાર કર્યો છે, ત્હેનો બદલો વાળવા અત્યારે હું અસમર્થ છું. પણ હું જ્યારે કંપીલપુરનો બ્રહ્મદત્ત રાજા

થઉં, તે વખતે મારૂં નામ પૂછીને તમે ત્યાં જરૂર આવજો; ત્યારે તે ઉપકારનો બદલો કંઇક અંશે વાળવા હું ભાગ્યશાળી થઇશ, " એમ કહી બ્રહ્મદત્ત આગળ ચાલ્યો. છેવટે બ્રાહ્મણે કેટલેક કાળે " બ્રહ્મદત્ત ચક્રવર્તી થયો " એમ સાંભળ્યું ત્યારે સહકુટુંબ ત્યાં ગયો; તેણે પ્રથમની વાત રાજાને કહી. રાજાએ યોગ્ય માનપાન આપીને સત્કાર કર્યો અને વિશેષ ઇચ્છિત સુખ આપી બદલો વાળ્યો. બંધુઓ! ત્હમે જાણી શક્યા હશો કે પેલો બ્રાહ્મણ ફક્ત રસ્તામાં સાથે ચાલેલો તે પણ પોતાને ત્યાંથીજ જવાનું હતું; પરંતુ કંઇ બ્રહ્મદત્તના ઉપકાર નિમિત્તે તો નહિ. તથાપિ તેણે તે વિપ્રનો મહાન્ ઉપકાર માનીને બદલો વાળ્યો. માટેજ એક વિદ્વાન્ કહે છે, કે:– 'परगुण परमाणून् पर्वतीकृत्य नित्यं, निजहृदि विकसन्तस्संति संतः कीयन्तः' અર્થાત્ સાધુ પુરૂષો પારકાના પરમાણુ (અત્યંત સૂક્ષ્મ) જેટલા ઉપકારને મહાન્ પહાડ જેવડો માનનારા હોય છે. મતલબ કે સ્વશક્તિ પ્રમાણે પૂર્ણ ભક્તિપૂર્વક કોઇનું પણ કાર્ય કરવું એજ ઉપકાર કરનાર વ્યક્તિનું લક્ષ્ય હોય છે. એવા ઘણાજ થોડા હોય છે કે બદલા –પ્રત્યુપકારની કામના વિનાજ પ્રયત્ન કરે છે. આપણે ત્હેમના ઉપકારનો જેટલે અંશે બદલો વાળી શકીએ, તેટલે અંશે વાળીએ તોજ ખરા કૃતજ્ઞ કહેવાઇએ અને જો તેમ ન કરીએ તો કૃતઘ્ન થવા પામીએ. માટે કૃતઘ્ની ન થતાં કૃતજ્ઞ થવું એ જ શ્રેયસ્કર છે.

## અભ્યાસપાઠ ૨૭ મો.

૧ કોઇએ કરેલા ઉપકારને ચાહે તેવા સંજોગમાં ભૂલી ન જવું તે કૃતજ્ઞતા છે.

૨ ઉપકાર કરનારની હમેશાં ખરા જીગરથી પ્રશંસા કરવી.

૩ ઉપકારનો બદલો વાળવા પ્રસંગોપાત ચુકવું નહિ.

૪ અપકારના બદલામાં ઉપકાર કરવો એ વિશેષ ઉચ્ચતા છે.

૫ ઉપકારના બદલામાં અપકાર કરવો એ અતિ નિચતા છે.

૬ ઉપકાર ગમે તેટલો થોડો હોય તોપણ મોટા રૂપમાં માની લેવો.

૭ સેવા કરવી તથા પ્રતિ ઉપકાર કરવો એ બન્ને જુદાં છે.

૮ સેવા એ બદલાની આશા વિનાનું સહૃદયીપણું બતાવે છે.

૯ પ્રતિઉપકાર એ આપણે મેળવેલા લાભનોજ વ્યાજ સહિત બદલો વાળવાની લાગણી છે.

૧૦ ઉપકાર કે પ્રતિઉપકાર કરવામાં મોટાઇ–તોછડાઈ નં માનતા નમ્રતા રાખવી.

૧૧ ઉપકાર કે પ્રતિઉપકારમાં અહંકાર ભળે તો બન્નેની કીંમત બહુજ અલ્પ થાય છે.

૧૨ કોઈએ કરેલા ઉપકારને ભૂલી જઈ તેને અપકાર રૂપે બદલો આપવો તે કૃતઘ્નતા છે.



## કર્ત્તવ્ય ૨૮ મું. પાપ-ભય.

પ્રજ્ઞાશીલ સભાસદો ! ગત વ્યાખ્યાનમાં કૃતજ્ઞતા સંબંધે ઉપદેશ કરવામાં આવેલ. આજે તો પાપ-ભય એ વિષયનું વિવેચન કરવામાં આવશે. ધન્યાત્માઓ ! કૃતજ્ઞ મનુષ્ય કર્ત્તવ્યાકર્ત્તવ્ય વિષે પરમ વિવેકવાન્ હોય છે. ત્યારે કાર્ય શું અને અકાર્ય શું ? એ પ્રશ્ન ત્હેમના હૃદયમાં સહજ ઉત્પન્ન થવોજ જોઇએ. આ દુનિયામાં સામાન્યતઃ વિચાર કરતાં એમ સ્હમજાય છે કે પુણ્ય તે કર્ત્તવ્ય છે અને પાપ અકર્ત્તવ્ય છે. એક પદાર્થનો નિર્ણય કરવામાં તેના પ્રતિપક્ષી પદાર્થનું પણ જ્ઞાન હોવું જોઇએ. સુવર્ણના જાણનારને પીતળનું ભાન થવું જોઇએ. માટે પુણ્યના પ્રતિપક્ષી પાપને પ્રથમ જાણવું જોઇએ. આ જગતમાં પાપની પ્રવૃત્તિ ઘણી જોસભેર અને વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. ઉચ્ચ વસ્તુના પ્રમાણ કરતાં હલકી ચીજ અધિકજ હોય છે; એ સર્વ સાધારણ નિયમ છે. આપણા અંતઃકરણમાં પ્રથમ પાપનો ભય જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારેજ તેનો પરિહાર કરી શકાય છે. અર્થાત્ અમુક પાપ કરીશ તો આ લોકમાં કિંવા પરલોકમાં અનીષ્ટ ફળ ભોગવવા પડશે. કારણ કે એ હકીકત આપણે આ વિશ્વમાંના અનેકધા કાર્યોથી અન્યોન્ય જાણી શકીએ છીએ. વસ્તુતઃ પાપનું સ્વરૂપ જાણવામાં-કહેવામાં બહુજ ભ્રાંતિ કે અજ્ઞાનતા થવા પામેલ છે. કેટલાએક છવા-

ત્માઓ કેવળ ધાર્મિક ઘેલછાને લઈને સર્વત્ર પાપજ જોઈ શકે છે. જે વસ્તુતઃ પાપને સમજનાર છે, તેઓ પ્રથમ આંતરિક મલીનતા યાને ચિત્તની અપવિત્રતા દૂર કરવા પ્રયત્ન સેવે છે. હૃદયનો અત્યંત દુષ્ટ પરિણામ-વિચાર તેજ પાપ. તે પાપનો ભય ચિત્તમાં ચિરસ્થાયી હોવો જોઈએ. પરંતુ ક્ષણિક ભય વાસ્તવિક ભય ન કહેવાય. પાપ-ભય એટલે કેવળ ડરપોક કે બીકણુ બનવું એમ નથી, પણ પાપમય કાર્યથી આત્માનું સંરક્ષણ કરવા માટે ચેતતા રહેવું 'ભયબીન પ્રીત ન હોત' એ કહેવત પ્રમાણે જો ખરા હૃદયથી પાપનો ભય હોય તોજ સ્વ-પરનું શ્રેય: કરી શકે છે. માટે આ દુનિયામાં સર્વ મનુષ્યને સ્વાભાવિક રીતે અંતરમા કોઈને કોઈ પ્રકારે પાપનો ભય રહે છે; પરંતુ પાપ એ શું વસ્તુ છે તે જ્યાં લગણ ન જાણવામાં આવે, ત્યાં લગણ ત્હેમનો ભય કેવી રીતે હોઇ શકે? એ શંકા ઉપસ્થિત થવા પામે તે સ્વાભાવિક છે. વાસ્તવિક રીત્યા ચિત્તની મલીનતા એજ પાપ છે. તે પાપના બે પ્રકાર છે:- દષ્ટ અને અદષ્ટ.

દષ્ટ પાપ—પ્રત્યક્ષ જોઈ શકાય તેવું. જ્હેનું ફળ પ્રાય: આ જિંદગાનીમાંજ ભોગવી શકાય છે.

અદષ્ટ પાપ—ચક્ષુ વગેરે ઇંદ્રિયથી ન જણાય તે, યાને માનસિક પાપ. તેનું ફળ સંપૂર્ણતયા આ જન્મ વીત્યા બાદ ભોગવવામાં આવે છે. એ બન્ને પ્રકારના પાપનો ભય હૃદયમાં હોવો જોઈએ.

દૃષ્ટ પાપ ઉત્પન્ન થવાનાં અથવા વધવાનાં અનેક કારણો પૈકી:—

૧ જુઠું બોલવું, ૨ વિશ્વાસઘાત ( બોલીને કે લખીને કરવું વગેરે ) ૩ ચોરી ( પોતાના અથવા પારકાના ઘર વગેરેમાંથી ) ૪ રાજ્યદ્રોહ ( રાજ્યના ન્યાયી કાયદા વિરૂદ્ધ વર્ત્તન દાણચોરી ઈત્યાદિ ) ૫ પરસ્ત્રી સંગ, ૬ અભક્ષ્ય ભક્ષણ ( મદ્ય, માંસ, કેફી ચીજ કે અપથ્ય સેવન વગેરે ) ૭ કલહ ( કુટુંબ, જ્ઞાતિ કે દેશ વગેરેમાં ) ૮ કુસંગત ( લુચ્ચા, લફંગા, જુગારો કે શિકારીની સોબત ) ઈત્યાદિ નિમિત્તો છે. જેથી દૃષ્ટપાપ યાને તત્કાળ થતું દુઃખ, તે પ્રત્યક્ષ આપણે જોઈ શકીએ છીએ. એટલે ઉપરના વર્ત્તનથી અવશ્ય આર્થિક, શારીરિક અને માનસિક દુઃખ થવાની સાથે લાજ આબરૂને ધક્કો પહોંચે છે.

અદૃષ્ટપાપના વિવિધ કારણો પૈકી–૧ જીવહિંસા (મનુષ્ય અને મુંગા પ્રાણીની જિંદગાની બરબાદ કરવી તે માનસિક, વાચિક કે કાયિક) ૨ દુષ્ટ ભાવના ( અનેરાનું અનિષ્ટ ચિંતવવું તે ) ૩ અસત્ય ઉપદેશ ( ખાવું પીવું મોજમઝા કરવી એજ ફક્ત જીવનનું સાર્થક છે. એ વગેરે બોધ કરવો તે અથવા જુઠું બોલવું ) તેમજ દ્વેષ, ઈર્ષા, પ્રપંચ, અહંકારવૃત્તિ, વિષયવાસના, અતિલોભ અને અનાચાર વગેરે હેતુઓ છે. તે-[illegible] પ યાને ઉપર્યુક્ત કુકર્મના સંપૂર્ણ ફળ કદાચ [illegible] [illegible]તાં જન્માંતરે મળે છે.

ગૃહસ્થો! ઉપર બતાવેલા બંને પ્રકારના પાપની વિવેક પુરઃસર મીમાંસા કરી વર્તન કરવાની જરૂર છે. પરંતુ કેટલાએક કપોળકલ્પિત પાપો વિષે જે ભ્રમણા કરવામાં આવે છે કે:-હાલવામાં, બેસવામાં, ઉઠવામાં, સુવામાં, બોલવામાં, ખાવા-પીવામાં વગેરે વગેરેમાં પાપ અને પાપજ કહેવામા કે જાણવામાં આવે છે. આવા નજીવા પાપના ભયમાં સપડાઇ જનાર મનુષ્ય કંઇ પણ કાર્ય કરી શકેજ નહિં. ગૃહસ્થાશ્રમી હોઇને જો ઉપર્યુકત પાપ-ભયને માન આપે તો તેણે સંસાર ત્યાગજ કરવો ઉચિત છે. શાસ્ત્રકાર કહે છે કે કેટલાએક પાપનો ત્યાગ શકય હોય છે અને કેટલાએક પાપોનો પરિહાર અશકય છે માટે શકય પરિહાર અને અશકય પરિહારનો પ્રથમ વિચાર કરવો ઘટે છે. આત્માની જાગૃતિ વિના અંતઃકરણની મલીનતાથી કરાતું જે કાર્ય તે પાપરૂપજ છે. તે પછી ચાહે તેવું ( ઉત્તમ કે કનીષ્ટ ) કાર્ય હોય. આપણે પ્રથમ કયા પાપનો પરિહાર કરવો જોઇએ ? એ ખાસ વિચારણીય છે. જ્યા માનસિક હિંસા, શત્રુવૃત્તિ, અસૂયા, ઇર્ષ્યા, દ્વેષ, વગેરે જે અત્યંત નુકશાન કરનાર છે, તેનો ભય અવશ્ય હૃદયમા હોવો જોઇએ. એટલુંજ નહિ પણ તેવા પાપમય વર્ત્તનનો સદંતર નાશ કરવો જોઇએ. અર્થાત્ તેવા વર્તનથી નિરંતર દૂર રહેવું બંધુઓ ! દૃષ્ય પાપ ( ઘુત વગેરે ) અને અદૃષ્ય પાપ ( ચિત્તની મલીનતા વગેરે ) થી આ લોકમાજ શુ પરિણામ આવે છે. તે આપ નીચેના ટુંક દૃષ્ટાંતોથી જાણી શકશો.

પાંચ પાંડવો જુગટું રમવાથી રાજ્યસંપત્તિ, સતી દ્રૌપદી અને સર્વ સુખ-વૈભવ હારી જતાં જંગલમાં રખડયા; અને કષ્ટ પામ્યા-પ્રત્યક્ષ દુ:ખના ભોક્તા થયા. યાદવ પુત્રોએ મદ્યપાન કરી દ્વિપાયમાન ઋષિને અપમાનયુક્ત દુ:ખ આપ્યું, તેથી ઋષિને અત્યંત કોપ થયો; તેમના શ્રાપથી યાદવો તથા દ્વારિકાનો નાશ થયો. ઉપરના બન્ને દાખલા દૃષ્ટપાપને પ્રત્યક્ષ બતાવે છે. તેમજ કાળસુરિયો ચંડાળ અનેક જીવના વધ કરવાથી મરણાંતે નરકવાસી થયો અને સુપ્રસિદ્ધ રાવણ પરસ્ત્રીલંપટ યાને અતિ વિષયવાસનાવાળો થવાથી નરક યોનિમાં ઉત્પન્ન થયો. એ બે દૃષ્ટાંત અદૃષ્ટ પાપના છે.

માટે બંને પ્રકારના પાપથી જેમ બને તેમ દૂર રહેવાથી ઉભય લોકમાં સુખમય જિંદગાની થવા પામે છે. યાદ રાખવું કે દુષ્ટકાર્યથી યાને ખરાબ પ્રવૃત્તિથી આ ભવમાં અન્ય જનને જે દુ:ખ થવા પામે છે; તેના પ્રત્યાઘાત રૂપે આપણને કુદરત તરફથી પ્રત્યક્ષ યા પરોક્ષ બદલો મળે છે. " ગાળથી ગાળ અને સન્માનથી સત્કાર " મળે છે. માટે હમેશાં બંને પ્રકારના પાપના ભયથી અંત:કરણમાં ડરી દૂર રહેવા પ્રયત્ન શીલ થવું.

વ્હાલાઓ! પાપભય એ અંત:કરણની પવિત્રતા છે. પણ મોઢેથી શું ક ઉડાડવું વાણીના વિલાસ રૂપે હોઈ એ નકામું છે. કેટલાએક બગભગત એવા હોય છે કે:-સહજ નિર્માલ્ય પાપનો ભય પ્રવચનજાળમાં ઘણોજ દેખાડવા પ્રયત્ન કરે

૧૨ નિરંતર સદ્વર્ત્તનથી દૃષ્ટ કે અદૃષ્ટપાપ દૂર થવા પામે છે.
૧૩ " કરે તેવું પામે " યા " વાવે તેવું લણે " એ સિદ્ધાંત ચોક્કસ છે.

## કર્ત્તવ્ય ૨૯ મું નિંદા ત્યાગ.

હિંદમાતાના સુપુત્રો ! ગઈ કાલે પાપ-ભયનું વ્યાખ્યાન કરવામાં આવેલું. આજે નિંદા-ત્યાગ એ કર્ત્તવ્ય વિષે વિવેચન કરવાનું છે. ધન્યાત્માઓ ! પાપમય પ્રવૃત્તિથી ડરનાર જીવાત્મા કોઈની પણ નિંદા કરતો નથી. કારણ કે નિંદા પણ આંતરિક પાપ છે. નિંદાથી સામેના જીવાત્માની અંતર લાગણી દુભાય છે. ત્યારે કોઈનું પણ હૃદય દુભાવવું એજ મહાપાપ છે. નિંદા એ અપવિત્ર અંતઃકરણનું બાહ્ય પરિણામ છે. દ્વેષ, ઈર્ષા, અસૂયા, કે અસહિષ્ણુતા વગેરે દોષથી નિંદાની પ્રવૃત્તિ થવા પામે છે. જ્યાં ઉદાર ભાવના, ઉમદા હૃદય અને શુદ્ધપ્રેમનો ઝરો વહેતો હોય, ત્યાં નિંદાને બિલકુલ અવકાશ જ હોઈ શકે નહિ. નિંદ્ય પ્રવૃત્તિ કરનાર જીવાત્મા પ્રત્યે સત્યતા, વિવેક અને લાગણી પૂર્વક પાપમય કાર્યનું પ્રત્યક્ષ સ્પષ્ટીકરણ કરવું તે નિંદા નથી; પણ હિતકર ઉત્તમ સૂચના છે. પરંતુ પરોક્ષ રીત્યા બીજાકને કોઈના પાપની વાત કરવી તે તો ચોકખી રીતે નિંદાજ છે. કેટલાએક મનુષ્યો જાહેર હિમ્મતના અભાવે પ્રત્યક્ષ-સ્પષ્ટતા પૂર્વક હકીકત જાહેર ન કરતાં પરોક્ષ બીજા કને તે વાત કરવામાં બહાદુરી માને છે.

છે. જ્યાં આત્મબંધુરૂપ માનવજાતિને વિવિધ રીતે પાયમાલ કરનાર દુષ્ટ કાર્યો છચોક કરવામાં જરાપણ પાછી પાની કરતા નથી, ત્યારે એનું નામ પાપ-ભય કહેવાય નહિ. માટે વિવેક પુરઃસર પાપ-ભયનો ઉહાપોહ કરી જેમ બને તેમ હૃદયને પવિત્ર બનાવવું એજ આપણું કર્ત્તવ્ય છે.

## અભ્યાસ પાઠ ૨૮ મો.

૧ અંતઃકરણની અત્યન્ત મલીનતા તે પાપ.

૨ હૃદયમાં નિરંતર પાપનો ભય રહેવો જોઇએ.

૩ જે પાપ શક્ય પરિહાર છે તેથી પ્રથમ દૂર રહેવું.

૪ જુગટું વગેરે દ્દષ્ટપાપથી આ ભવમાં જ દુઃખ થાય છે.

૫ માનસિક હિંસાદિ અદૃષ્ટપાપની પ્રવૃત્તિથી પરલોકમાં દુઃખ થાય છે.

૬ અભક્ષ્ય ભક્ષણથી શારીરિક-માનસિક નુકશાન સાથે સ્વધર્મ જળવાતો નથી.

૭ પરસ્ત્રીના સંગથી જાનમાલના નાશ સાથે પરલોકમાં દુઃખ મળે છે.

૮ બન્ને પ્રકારની પાપરહિત પ્રવૃત્તિ કરવી.

૯ ખોટી શીખામણ આપનારને પણ દુઃખ મળવા પામે છે.

૧૦ જુઠા વ્હેમથી ઉત્પન્ન થયેલ ભય વસ્તુતઃ ભય નથી.

૧૧ કોઇપણ કાર્યની શરૂઆત કરતાં મનને જરાપણ આઘાત થાય તેજ ભયની નિશાની છે.

૧૨ નિરંતર સદ્દવર્ત્તનથી દષ્ટ કે અદષ્ટપાપ દૂર થવા પામે છે.
૧૩ " કરે તેવું પામે " યા " વાવે તેવું લણે " એ સિદ્ધાંત ચોક્કસ છે.

---

## કર્ત્તવ્ય ૨૯ મું નિંદા ત્યાગ.

હિંદમાતાના સુપુત્રો ! ગઈ કાલે પાપ–ક્ષયનું વ્યાખ્યાન કરવામાં આવેલું. આજે નિંદા–ત્યાગ એ કર્ત્તવ્ય વિષે વિવેચન કરવાનું છે. ધન્યાત્માઓ ! પાપમય પ્રવૃત્તિથી ડરનાર જીવાત્મા કોઈની પણ નિંદા કરતો નથી. કારણ કે નિંદા પણ આંતરિક પાપ છે. નિંદાથી સામેના જીવાત્માની અંતર લાગણી દુભાય છે. ત્યારે કોઈનું પણ હૃદય દુભાવવું એજ મહાપાપ છે. નિંદા એ અપવિત્ર અંતઃકરણનું બાહ્ય પરિણામ છે. દ્વેષ, ઇર્ષા, અસૂયા, કે અસહિષ્ણુતા વગેરે દોષથી નિંદાની પ્રવૃત્તિ થવા પામે છે. જ્યાં ઉદાર ભાવના, ઉમદા હૃદય અને શુદ્ધપ્રેમનો ઝરો વહેતો હોય, ત્યાં નિંદાને બિલકુલ અવકાશ જ હોઈ શકે નહિ. નિંદ્ય પ્રવૃત્તિ કરનાર જીવાત્મા પ્રત્યે સત્યતા, વિવેક અને લાગણી પૂર્વક પાપમય કાર્યનું પ્રત્યક્ષ સ્પષ્ટીકરણ કરવું તે નિંદા નથી; પણ હિતકર ઉત્તમ સૂચના છે. પરંતુ પરોક્ષ રીત્યા બીજાકને કોઇના પાપની વાત કરવી તે તો ચોકખી રીતે નિંદાજ છે. કેટલાએક મનુષ્યો જાહેર હિમ્મતના અભાવે પ્રત્યક્ષ સ્પષ્ટતા પૂર્વક હકીકત જાહેર ન કરતાં પરોક્ષ [illegible] કરવામાં બહાદુરી માને છે.

એવી પ્રવૃત્તિથી લાભને બદલે વિવિધ નુકશાન થવા પામે છે. શાસ્ત્રકાર કહે છે કેઃ—' પાપને ધિક્કારો પરંતુ પાપીને ધિક્કારો નહિ.' પાપમય પ્રવૃત્તિ કરનાર પ્રત્યે દયા ઉત્પન્ન થવી જોઇએ; પરંતુ તિરસ્કાર નજ થવો જોઇએ. કેટલાએક હલકા સ્વભાવવાળા મનુષ્યો, ઉચ્ચ સ્થિતિએ પહોંચેલા મહાપુરૂષો ( ગૃહસ્થ કે ત્યાગીઓ ) ની પ્રેમપૂર્વક હરીફાઈ કરી હેમના કરતાં વિશેષ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન ન કરતા આડકતરી રીતે અધઃસ્થિતિએ પહોંચવાને નિંદાશાસ્ત્રનો ઉપયોગ કરે છે. પરિણામે તેજ પ્રવૃત્તિથી પોતાનું જ અધઃપતન થવા પામે છે. માટે કોઇની કોઈ રીતે પણ નિંદા નજ કરવી, તથાપિ ધાર્મિક નિંદા તો નજ કરવી. જે જ્ઞાતિ, સમાજ કે દેશમાં વૈમનસ્ય ઉત્પન્ન થયેલ છે, તે કેવળ અન્યોન્ય ધાર્મિક નિંદાને આભારી છે.બંધુઓ ! આ અનિષ્ટ પ્રવૃત્તિથી પવિત્ર ભારતભૂમિની અવનતિ થવા પામી છે–પામે છે. તે ખાસ વિચારણીય અને ત્યાજ્ય છે. અસહિષ્ણુતા વગેરે દોષ એ નિંદાનું સૂક્ષ્મ સ્વરૂપ છે.

આ દુનિયામાં વસનારા કોઇપણ મનુષ્યના ( ઈર્ષા તથા દ્વેષ બુદ્ધિ સાથે ) અવગુણ શોધી તેને જગમાં જાહેર કરવાની પ્રવૃત્તિ તે નિંદા. એ નિંદાનું સ્થૂલ સ્વરૂપ છે. માટે તેવી પ્રવૃત્તિ કોઇ માનવ પ્રત્યે ન કરવી તેજ નિંદા–ત્યાગ. નિંદાખોર મનુષ્યો અકુલીન નહીં કે ઓળખાય છે; તેમજ પરસ્પર કલેશ, વૈર-વિરોધને જગાડનાર લેખાય છે. દુર્ગેથી બીજાના અનેક ગુણો છતાં ફક્ત અવગુણો શોધવામાંજ બુદ્ધિ કે સમયનો

અપવ્યય કરવો એજ નિરૂદ્યમી મનુષ્યની નિશાની છે. " નવરો નખોદ વાળે " એ ન્યાયે નિરૂદ્યમી માણસ ઘણાની પાયમાલીનું બીજ રોપે છે. આજકાલના જુવાનીઆઓ–કહેવાતા સુધરેલાઓ–સ્વધર્મ કે પ્રાચીન રીત–રીવાજનું યથાર્થ રહસ્ય જાણ્યા વિના એકદમ તેને વખોડવા મંડી જાય છે; તેમજ કેટલાએક વૃદ્ધ માણસો ગદ્ધાપુચ્છ પકડી પોતાની ઉપલક બુદ્ધિથી માની લીધેલ ધર્મક્રિયા અને આચાર–વિચારાદિ ન તજતાં બીજાઓની નિંદા કરવા ઉતરી પડે છે. એ બન્ને પરસ્પર નિંદાને વધારનારા થાય છે. માટે તુલનાત્મક બુદ્ધિથી સંપૂર્ણ વિચાર કરી યોગ્ય પ્રવૃત્તિ સ્વીકારવામા આવે તો અન્યોન્યમાં નિંદા–વખોડવાનો અવકાશ કોઈને પણ પ્રાપ્ત ન થાય. કોઇ વ્યક્તિની નિંદા કરવાનો અધિકાર કોઈને હોઈ શકે નહિ. તથાપિ રાજા, પ્રધાન, પુરોહિત, વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, ઉપકાર કરનાર સંત મહાત્મા વગેરે પૂજ્ય પુરૂષોની તેમજ દેવ અને ધર્મની નિંદા સર્વદા અને સર્વથા ત્યાગ કરવા લાયક છે; એ નિર્વિવાદ છે. પરસ્પર ધર્મની નિંદા એ ક્લેશનું મોટામાં મોટું કારણ છે. કુલીન મનુષ્યો પોતે નિંદા ન કરતાં બીજાને નિંદા કરતાં અટકાવે છે. કેટલાએક કુલીન એવા પ્રતાપવાન હોય છે કે હેમના આગમનની સૂચના થતાંજ નિંદા થતી બંધ થઇ જાય છે. નિંદા અટકાવવાનો સહેલો ઉપાય એ છે કે નિંદા કરનારની વાત સાંભળવી જ નહિ; પરંતુ ચાલ્યા જવું અથવા તેને જણાવી

દેવું કે:–તમે જેના વિષે વાત કરો છો; તેને જ તમારી રૂબરૂ તે વાત જણાવી દઈશ. આ ઉપરથી તે શરમાઈ–દબાઈ નિંદા કરવાથી અટકશે. ઈચ્છાએ કે અનીચ્છાએ નિંદા કરવાથી કિંવા નિંદાયુક્ત વચનો બોલવાથી કેટલું સ્વ–પરને અનિષ્ટ પરિણામ આવે છે, તે નીચેના દૃષ્ટાંતથી સમજી શકશો.

એક વખત જંગલમાં પ્રસન્નચંદ્ર નામના રાજર્ષિ સૂર્ય સન્મુખ ધ્યાનસ્થ ઉભા હતા; તે વખતે મગધેશ શ્રેણિક મહારાજા શ્રીવીરપ્રભુના દર્શન નિમિત્તે શહેરમાંથી નીકળ્યા. તેના સુમુખ તથા દુર્મુખ નામના બે સુભટ અગાઉથી રાજર્ષિની પાસેથી ચાલ્યા જતા હતા. તેઓએ ઋષિને ધ્યાનસ્થ જોયા, ત્યારે સુમુખે તેમની બહુ પ્રશંસા કરી કે:–" અરે દુર્મુખ ! જો આ પ્રસન્નચંદ્ર રાજર્ષિ ! પોતાનું વિશાળ સમૃદ્ધિવાન્ રાજ્ય અને પરમ સુખનો ભોગી છતાં તે તમામનો ત્યાગ કરી પરમયોગી થયા છે અને પોતાના આત્માનું શ્રેય: કરે છે. ધન્ય છે તે પુરૂષને ! " આ સાંભળી દુર્મુખે કહ્યું કે:–" અલ્યા ભોળા સુમુખ ! તને કાંઈ ખબર નથી ? એ તો મહા નિષ્ઠુર–દયાહીન છે ! કારણ પોતાનો નાનો બાળક અને રાજ્ય–સત્તા, પ્રધાનને સોંપી આ ભાઈ મુંડાવીને ચાલી નીકળ્યા છે, પણ તેને ખબર નથી કે લાલચુ અને નિમકહરામી પ્રધાન, શત્રુ સાથે મળી જઈ બાળકને મરાવી નાંખી રાજ્યની પાયમાલી કરશે." આ શબ્દો ધ્યાનાંતર થતાં ઋષિને કાને પડ્યા.

તરતજ તે શબ્દોની ઉંડી અને ખરાબ અસર થવાથી ઋષિએ મનોમય સૃષ્ટિ રચી. દુશ્મન રાજા સાથે માનસિક લડાઇ ચાલુ કરી. જ્યારે બન્ને સુભટો આગળ ચાલ્યા, ત્યારે સુમુખે કહ્યું કેઃ-" તું આવા મહાત્માની નિંદા શામાટે કરે છે ? જેમના નામથી કે દર્શનથી કોટી કલ્યાણ થવા પામે છે." છતાં તે નિંદાખોર દુર્મુખે નિંદા ચાલુ રાખી, સુમુખે કાન આડા હાથ કરી ધ્યાન ન આપ્યું. પાછળથી શ્રેણિક મહારાજા પસાર થયા, તેમણે પણ મહાત્માને ધ્યાનસ્થ જોઇ માનસિક સ્તુતિ સાથે નમસ્કાર કરતાં આગળ ચાલવા માંડયું. વીરપ્રભુ પાસે આવી પ્રેમસહિત વંદન કરી ગુણાનુરાગી શ્રેણિક રાજાએ પ્રસન્નચંદ્ર રાજર્ષિની પ્રશંસા કરતાં કહ્યું કેઃ-" હે કૃપાળુ પ્રભો ! પ્રસન્નચંદ્રરાજર્ષિ જંગલમાં એકાકી યોગસાધના કરે છે. ધન્ય છે તેમને. તે મહાત્મા સ્વર્ગે જશે કે મોક્ષ મેળવશે ? "સર્વજ્ઞ વીરપ્રભુએ કહ્યું કેઃ-"હે શ્રેણિક ! આ વખતેજ જો તે કાળ કરે તો નરકે જવા પામે ! " આ વાકય સાંભળતાં આશ્ચર્યચકિત થઇ રાજા બોલ્યોઃ-" હે ભગવાન્ ! આવા ઉત્તમ યોગી પુરૂષો નરકમાં કેમ જાય ? ત્યારે વીરભગવાને સુમુખ-દુર્મુખની ચયેલી વાતચીત કહી સંભળાવી. વિશેષમાં કહ્યું કેઃ—નિંદક મનુષ્યો પોતાના આત્માનું અકલ્યાણ કરવા સાથે પરનું અશ્રેય કરવામાં નિમિત્તરૂપ થાય છે. કારણ દુર્મુખના નિંદ-કટુ વચનો ઋષિને કાને પડતાં તેણે માનસિક યુદ્ધ દુશ્મન રાજા સાથે આરંભ્યુ અને તેના લશ્કરની માનસિક કતલ

કરવા માંડી. જે દુષ્ટ પરિણામને લઈને નરકે જવાની સામગ્રી (કર્મ) તૈયારી કરેલ છે. થોડા વખત પછી દિવ્ય ધ્વનિ સાંભળતાં શ્રેણિકે પ્રભુને પૂછયું કે:—"હે જ્ઞાનદીવાકર ! આ દિવ્ય વાજીંત્રો કયાં અને શા માટે વાગે છે ? " વીર પરમાત્માએ જવાબ આપ્યો કે:—હે રાજન્ ! પ્રસંન્નચંદ્રે માનસિક લડાઈ લડતાં લડતાં આખા લશ્કરનો ઘાણ કાઢતાં ફક્ત એકજ શત્રુ જીવતો રહેવા પામ્યો. પણ પોતાની પાસે શસ્ત્રો ખૂટી જવાથી મસ્તકપરના મુકુટવતી મારી નાંખવાની ઈચ્છા કરી. જેથી મુકુટ ઉતારવા પોતાના મસ્તકે હાથ મુકયો તો જણાયું કે માથે ટાલ છે. તેને આ ઉપરથી ભાન થયું કે અરે ! હું તો ત્યાગી છું. મને અને રાજ્યને શું ? મેં બહુ ખોટું કર્યું. આ વિચારની શ્રેણિએ ચડવાથી પ્રથમની માનસિક યુદ્ધસૃષ્ટિ વિખેરાઇ ગઇ અને આત્મિક જ્ઞાનસૃષ્ટિ ખડી થઈ. છેવટે કૈવલ્ય દશા પ્રાપ્ત થયેલ છે. તેના મહોત્સવ પ્રસંગની આ દિવ્યધ્વનિ સંભળાય છે. આ સાંભળી રાજા અત્યંત આશ્ચર્યચકિત થયો અને પ્રભુના વિશાળ જ્ઞાનની અદ્ભુત શક્તિ જાણી પરમ શાંતિ સાથે પ્રભુને નમન કર્યું. પુનઃ પ્રભુએ કહ્યું કેઃ—હે શ્રેણિક ! મન એજ બંધ–મોક્ષનું કારણ છે. માટે મનને વશ રાખી નિંદાથી દૂર રહેવું." નિંદામય શબ્દોજ રાજર્ષિને અહિત કરનાર થયા, એમ શ્રેણિક રાજાને જણાતાં ઘેર આવ્યા પછી દુર્મુખને તિરસ્કાર કરી શિક્ષા આપી. વિશેષમાં કોઈની નિંદા ન કરવા સખ્ત મનાઇ કરી.

માનવગણ ! આપ સ્હમજી શકયા હશો કે નિંદાથી ઐહિક–પારમાર્થિક અશ્રેય થવા પામે છે. માટે ઉદારહૃદયી બની સહિષ્ણુતા ગુણ ઉત્પન્ન કરો. જો તમારામાં ખરી લાગણી કે માણસાઈ હોય તો પાપમય કાર્ય કરનાર પ્રત્યે અનુકંપા લાવી સુધારવાને પ્રયત્ન કરો, પણ નિંદાથી દૂર રહેવું એજ આપણું કર્ત્તવ્ય છે.

## અભ્યાસ પાઠ ૨૯ મો.

૧ અંતઃકરણની અપવિત્રતાનું બાહ્ય પરિણામ તે નિંદા,

૨ કોઈના દુર્ગુણને અદેખાઈ વગેરેથી જાહેરમાં બોલવા તે નિંદા.

૩ કોઈની નિંદ્ય વાતો કોઇ પાસેથી નજ સાંભળવી.

૪ કોઇની નિંદ્ય વાત સાંભળવામાં આવે તો તે પર વિવેક સાથે વિચાર કરવો.

૫ નિંદ્ય અને નિંદક બન્નેની આંતરિક સ્થિતિ તપાસવી.

૬ કુલીન પુરૂષો તેજ કે જે ગંભીરતા ધારણ કરે.

૭ અકુલીન પુરૂષો તેજ કે જે પરની નિંદ્ય વાતનો પ્રકાશ કરે.

૮ હિતબુદ્ધિથી શ્રેયઃ નિમિત્તે યોગ્ય સૂચના કરવી; પણ બીજા પ્રત્યે નિંદા કરવી નહિં.

૯ નવરાશ એજ નિંદાનો સમય છે.

૧૦ દુર્જન, અકુલીન અને ઓછીબુદ્ધિવાળાનેજ નિંદા ગમે છે.

૧૧ સજ્જન મનુષ્યો સ્પષ્ટ શબ્દોમાં પ્રત્યક્ષ જણાવે છે; પણ પુંઠ પાછળ વાંકું બોલતા નથી.

૧૨ નિંદક મનુષ્ય જગતમાં અપ્રિય થવા પામે છે.
૧૩ નિંદાની પ્રવૃત્તિ ઉભય લોક વિરૂદ્ધ પરિણામ લાવે છે.
૧૪ સુજ્ઞ મનુષ્યે સત્યશોધક બની નિંદાથી દૂર રહેવું.



## કર્ત્તવ્ય ૩૦ મું. દુરાગ્રહ—ત્યાગ.

ઉમદા વિચારવંત સદ્‌ગૃહસ્થો! ગઈ કાલે નિંદા—ત્યાગ પરત્વે વિવેચન કરવામાં આવેલું. આજરોજે દુરાગ્રહ—ત્યાગ એ વિષયનું સ્પષ્ટીકરણ કરવા ઇચ્છું છું. વ્હાલાઓ! માનસિક, વાચિક કે કાયિક નિંદ્ય પ્રવૃત્તિનો ત્યાગ કરનાર સત્યાગ્રહી બની શકે છે. અર્થાત્ દુરાગ્રહનો ત્યાગ કરી શકે છે. દુરાગ્રહી મનુષ્ય નિંદ્ય કે અનિંદ્ય વગેરે કાર્યનો વિચાર કરવામા અશક્ત બને છે. કારણ કે દુરાગ્રહતા સ્વબુદ્ધિને મજબુત આવરણ રૂપ થવા પામે છે; જેથી પ્રથક્કરણ કરવાની શક્તિ ગુંગળાઈ જવા પામે છે. છેવટે દુરાગ્રહીને નાશીપાસ થવું પડે છે. સીંદરી બળી જતાં પણ પોતાનો વળ મુકતી નથી, તથાપિ તે નિ:સત્વ અને નિરૂપયોગી બનવા પામે છે; તેમજ અસત્યાગ્રહીની પણ તેજ દશા થાય છે. માટે સત્યાગ્રહી બનવા કોશીશ કરવાની ખાસ જરૂર છે. સત્યાગ્રહીને વિવિધ કષ્ટમય પરીક્ષામાં પસાર થવું પડે છે. સુવર્ણની છેલ્લી પરીક્ષા અગ્નિમાંજ થવા પામે છે. જોકે સત્યાગ્રહના અપૂર્વ બળ આગળ બીજા કોઈનું પણ બળ કામ લાગતું નથી. પરંતુ તે

સત્યાગ્રહ વિવેક પુરઃસર હૃદયથી સ્હમજીને સ્વીકારવાની જરૂર છે. નહિ કે કેવળ લોકપ્રીય થવા ખાતર. દેખાદેખી યાને અનુકરણ કરવા રૂપ સત્યાગ્રહ ન સ્વીકારવો જોઈએ. આકળના મેહને સહજ સૂર્યના તાપથી વિનાશ થાય છે; તેમ ઉપલક બુદ્ધિથી સ્વીકૃત સત્યાગ્રહ પણ સ્વલ્પ કષ્ટ આવતાંજ છોડી દેવા તત્પર થાય છે; પણ પ્રાણાંત કષ્ટ પડવા છતાં સત્યાગ્રહને ન તજનાર વિરલ હોય છે. દુરાગ્રહ ત્યાગ યાને સત્યાગ્રહ એ પ્રાચીનતમ કાળથી આર્ય જનસમાજમાં પ્રચલિત હતો. આજથી પચ્ચીશસેં વર્ષ ઉપરના ધાર્મિક શાસ્ત્રો કે ઈતિહાસો વાંચીએ છીએ તો તેવા ઘણાજ દાખલા મળવા પામે છે. જૈનના છેલ્લા તીર્થંકર ખુદ મહાવીર પણ સંપૂર્ણ સત્યાગ્રહીજ હતા. તેમજ બુદ્ધભગવાન, શ્રીમાન્ આદ્ય શંકરાચાર્ય અને મહમદ પયગંબર વગેરે મહાપુરૂષોએ સત્યાગ્રહને સ્વીકારેલ છે. માટે આપણું કર્ત્તવ્ય છે કે દુરાગ્રહનો ત્યાગ કરી સત્યાગ્રહ સ્વીકારવો. બંધુઓ! કોઈ પણ ઉચિત કાર્ય શરૂ કર્યા પછી પુરૂં કરવાની સર્વસ્વ ભોગે ત્યાગવૃત્તિને ટકાવી રાખવી એનું નામ આગ્રહ અથવા ખંત છે; તેજ સત્યાગ્રહ ગણાય છે. પરંતુ સ્વ-પરને અહિતકર કાર્ય કરવામાં ખોટો આગ્રહ રાખવો તેનું નામ દુરાગ્રહ કિંવા હઠ છે; તેજ અસત્યાગ્રહ કહેવાય છે. દુરાગ્રહી ન બનતાં વિચારક સત્યાગ્રહી બનવું એજ મનુષ્યનું ઉત્તમ લક્ષણ છે. ખોટો આગ્રહ કરનાર માણસ પોતાના કે પરના હિતાહિતનો વિચાર કરી શક્તો નથી. જેથી વિવિધ વિપત્તિઓમાં સપડાઈ જવા પામે છે. અંતે આર્થિક. વ્યવહારિક.

સામાજીક કે પારમાર્થિક લાભ મેળવવા બેનસીબ રહે છે. માટે શાંતિથી વિવેકદૃષ્ટિને વિશાળ બનાવી ઉદાર ભાવના રાખવી. જાતિ કે ધર્મના ખોટા આગ્રહથી પોતાને તેમજ દેશબંધુઓને નુકશાન થાય છે, કોઇ પણ કાર્યમાં આપણી બુદ્ધિ પ્રવેશ ન કરી શકે તો શાણા, દીર્ઘદર્શી અને અનુભવી માણસોની સલાહ લેવા ચૂકવું નહિ. તેમજ મળેલી સૂચના પર અવશ્ય ધ્યાન આપવું, પણ દુરાગ્રહી કે સ્વચ્છંદી થવું નહિ. તેમ થવાથી હાથમાં આવેલો લાભ ગુમાવવાનો સમય પ્રાપ્ત થાય છે. દુરાગ્રહના પરિણામે દુઃખદ સ્થિતિ પ્રાપ્ત થયા પછી વિવિધ વિચાર વમળમાં મુંઝાવું-શોચવું પડે છે; પણ તેવો શોચ અસ્થાને છે. યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના કેવળ પોતાના દુરાગ્રહનેજ પકડી રાખવાથી વિવિધ નુકશાન મેળવવાની સાથે આ જગતમાં તે નિંદાને પાત્ર બને છે. અરે ! સ્વકુટુંબીને પણ તે અપ્રિય લાગે છે.

જેમકે એક લોહવણિક પોતાના ગામના મિત્રજનોની સાથે ધન કમાવા પરદેશ ગયો. રસ્તામા ચાલતાં એક જંગલ આવ્યું, ત્યાં લોઢાની ખાણ જોવામાં આવતાં તેમાંથી સૌની પેઠે પોતે પણ ઉપાડાય તેટલું કાચું લોઢું લીધું. થોડેક આગળ જતાં ત્રાંબાની ખાણ જણાઇ, ત્યારે સૌએ લોઢું નાંખી દઇ ત્રાંબું લીધું; પણ લોહવણિકે કહ્યું "અરૃયા ! આ શું કરો છો ? લોઢું કેમ નાંખી દીધું ?" તેઓએ જવાબ આપ્યો કે:-"લોઢા કરતાં ત્રાંબું વધારે કીંમતી છે. માટે અમે આ ત્રાંબું લીધું છે.

તું પણ લોઢાને છોડી ત્રાંબું લે." વણિકે જવાબ દીધો કે:-"અમે કંઈ ગાંડા-ઘેલા નથી. ઘેલીમાના ડાહ્યા દીકરા છીએ! માટે હું તો લોઢું નહિ મુકું. મેં તો લીધું તે લીધું." ઠીક બાપુ! એમ કહી સૌ આગળ ચાલ્યા. અનુક્રમે રૂપું, સોનું અને હીરાની ખાણો આવી; બધાએ ઉત્તરોત્તર કીંમતી વસ્તુ મેળવી, અર્થાત્ હીરા-માણેક લીધા. પેલા વણિકને ફરીવાર તેઓએ વિનવીને કહ્યું કે:-મિત્ર! આ હીરા માણેક તો લે; કારણ બધી વસ્તુ કરતાં આ કીંમતી ચીજ છે; છતાં વણિકે તો પૂર્વોક્ત જવાબ આપ્યો અને વિશેષમાં જણાવ્યું કે:-અમે તો એકજ વાતને પકડી રાખનારા છીએ! તમે તો ઢંગ-ધડા વિનાના ગાડીના પૈડાની માફક વિચાર ફેરવનારા છો. આપણને તો સંતોષ છે. તમારા જેવો હું લાલચુ નથી. માટે મેં લીધેલું લોઢું નાંખી નહિ દઉં. છેવટે સૌ પોતપોતાને ઘેર જવા પાછા વળ્યા. બીજાઓ પાસે અલ્પ ભારવાળી બહુમૂલી વસ્તુ હોવાથી ઝટ ઘેર આવ્યા. સૌનું કુટુંબ કીંમતી રત્નો જોઈ અતિ ખુશ થયું અને મો આનંદથી રહેવા લાગ્યા. પેલા લોહવણિકની સ્ત્રી, પોતાના ધણીની ખબર પૂછવા ખાતર તેના મિત્રોને ઘેર ગઈ. તેમને પૂછ્યું કે-" તમારા મિત્ર કેમ નથી આવ્યા?" જવાબ મળ્યો કે-" તેમની પાસે અમારા કરતાં વધારે ભાર હોવાથી પાછળ રહેલ છે; હવે તરત આવવા જોઈએ." તે સાંભળી સંતુષ્ટ થઈ ઘેર ગઈ; થોડા સમય પછી શેઠ પધાર્યા. ધણી આવ્યો દેખી સ્ત્રીએ પ્રેમથી સત્કાર આપ્યો. શેઠે લોઢાનું પોટલું ચોકમાં ફેંક્યું. પોતે અતિ શ્રમિત થયેલ

હોવાથી ત્યાંજ બેસી ગયો. તેણીએ ઝટ કોથલો છોડ્યો, જુએ તો અંદરથી કાચું લોઢું નીકળ્યું! લોઢું નજરે પડતાંજ શોકાતુર થઇ કહ્યું કેઃ—અહો નિર્ભાગી! તમારી સાથેના મિત્રો ઘણાં કીંમતી રત્નો લાવ્યાથી ધનાઢ્ય થઈ આનંદ ભોગવે છે. તમે આ શું લાવ્યા? આપણું દારિદ્ર કઇ રીતે ટળશે? પ્રત્યુત્તરમાં તેણે જોસભેર કહ્યું કેઃ—અરી મૂર્ખી! તને કાંઇ ખબર છે? તેના જેવો અસ્થિરચિત્તવાળો હું નથી, જે વારંવાર મારા વિચાર બદલાવું! અર્થાત્ તેઓની માફક એકને ફેંકી બીજી વસ્તુને શું હું ગ્રહણ કરૂં? હરગીજ નહિ! મારા શરીરપર આટઆટલા ચાંદા પડ્યા છે, તે જો તો ખરી? આટલું બધું દુઃખ વેઠવા છતાં અંગીકાર કરેલ લોઢું છોડયું નથી!! આ હકીકતથી પોતાના પતિનો ખોટો દુરાગ્રહ જાણી સ્ત્રીએ વિશેષ ખેદિત થઇને કહ્યું કે—"તમારાજ મિત્રો દુરાગ્રહ છોડી ઉચ્ચ વસ્તુનો સ્વીકાર કરી સુખમય જીવન ગુજારવા ભાગ્યશાળી થયા; જ્યારે તમે દુરાગ્રહથી દુઃખીજ રહ્યા." પેલો લોહવણિક પરદેશથી કમાઇને પાછો આવેલો જાણી તેના સગા અને સ્નેહીઓ મળવા આવેલા, પણ ત્હેમને દુરાગ્રહની આ હકીકત જાણવામાં આવતાં તેનો ઘણોજ તિરસ્કાર કર્યો. અને કહ્યું કે જોયું! આ તારી સ્વચ્છંદ વૃત્તિનું પરિણામ? આ વચનો સાંભળીને લોહવણિકે કાંઇ પણ જવાબ ન આપ્યો. પરંતુ મનમાં બબડવા લાગ્યો કે આ લોકો શું સ્હમજતા હશે? તેઓ ભલે ચાહે તેમ કહે, પણ હમેશ એકવચનીજ રહેવું. બંધુઓ! છેવટ સુધી વણિકે દુરાગ્રહથી દુઃખમય

જીવન પસાર કર્યું. માટે ખોટા દુરાગ્રહમાં વ્યામોહ ન થતાં સત્યાગ્રહી બનવું એજ આપણું ઉચ્ચ કર્ત્તવ્ય છે. જેથી આર્થિક, વ્યવહારિક અને પારમાર્થિક શ્રેયઃ સાધી શકાય છે.

**અભ્યાસ પાઠ ૩૦ મો.**

૧ વિવેકદષ્ટિ વિનાનો આગ્રહ તેજ દુરાગ્રહ છે.
૨ નિઃસ્વાર્થ વૃત્તિથી સર્વસ્વ ભોગે જન–સમાજના હિતાવહ કાર્યમાં આગ્રહ રાખવો, તે સત્યાગ્રહ છે.
૩ સત્યાગ્રહ રાખવો, પરંતુ દુરાગ્રહ ન રાખવો.
૪ હિતાહિતના વિચારવડે દુરાગ્રહથી નિવૃત્ત થવાય છે.
૫ અનુભવી પુરૂષની સૂચના પર ધ્યાન રાખવું.
૬ નમ્ર–નિરભિમાની બની સત્યાગ્રહનો પ્રચાર કરવો.
૭ કોઇના કહેવાપર ધ્યાન ન આપતાં સ્વેચ્છાપૂર્વક કામ કરનાર દુરાગ્રહી ગણાય છે.
૮ સત્યાગ્રહ એ આત્મિક પરમ દિવ્ય સત્તા છે.
૯ સત્યાગ્રહ એ સર્વથા સ્વાભ્યુદયનો મહામંત્ર છે.

## કર્ત્તવ્ય ૩૧ મું. સ્વબળ–વિચાર

વિચારક શ્રોતૃગણ ! ગત દિવસના વ્યાખ્યાનમાં દુરાગ્રહ ત્યાગ વિષે વિવેચન કરવામાં આવેલું હતું. આજે સ્વબળ–વિચાર પરત્વે પ્રવચન કરવાનું છે. મહાશયો !

પોતાની શક્તિનું સંપૂર્ણ વિમર્શન કરીને કાર્યનો આરંભ કરવો જોઇએ, તે શક્તિ ત્રણ વિભાગમાં વ્હેંચાયેલી છે; શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિ. જોકે પેટા-શક્તિનો વિચાર કરવામાં આવે તો તેની સંખ્યા ઘણીજ થવા પામે છે. પરંતુ અત્ર મુખ્યશક્તિની વિવક્ષા કરવામાં આવેલ છે.

શારીરિક બળ કેળવવા માટે દંડ પીલવા, મુદગર ફેરવવા વિગેરે વ્યાયામ, ( કસરત ) નિયમિત રીતે ઋતુ, શરીર અને દેશને અનુકુળ પથ્ય અને સાત્વિક ખોરાકી, સ્વચ્છ હવાના સેવન સાથે દીર્ઘ શ્વસનની ક્રિયા કરવી વગેરે સાધનો છે

માનસિકબળ પ્રાપ્ત કરવા અંતઃકરણની પવિત્રતા, ઉચ્ચ સંસ્કાર રોપણ કરનાર નૈતિક અને ધાર્મિક શાસ્ત્રનું મનન પૂર્વક વાંચન, ભય કે કાયરતા ઉત્પાદક નિમિત્તોથી દૂર રહેવું વગેરે વિવિધ હેતુઓ છે.

આધ્યાત્મિક બળ સંપાદન કરવા માટે નૈસર્ગિક તત્વ પ્રતિપાદક શાસ્ત્રનું અધ્યયન, કુદરતનું અવલોકન અને સહજ બ્રહ્મનિષ્ઠ પુરૂષની સંગત કરવી. અધ્યાત્મશક્તિમાં શુષ્કજ્ઞાનનો ચેપ ન લાગવો જોઇએ. દુનિયામાં ઢોળઘાલુ અધ્યાત્મિઓનો ટોટો નથી. જેને કંઈક અંશે પણ આત્માની આંખી થવા પામેલ છે, તેહેમની માત્ર પ્રવૃત્તિ સામાન્ય જનસમૂહથી બહુધા વિલક્ષણજ હોય છે.

એ ત્રણ બળ કેળવવાથી આર્થિક, વ્યવહારિક, રાષ્ટ્રીય કે કોઇપણ બીજી શક્તિઓ પ્રાપ્ત કરવાને દરેક જીવાત્માઓ

લાયક બની શકે છે. ઉપર્યુક્ત ત્રણે બળનો અન્યોન્ય ગાઢ સંબંધ છે યાને પરસ્પર સહાયક છે. સ્વકીય શક્તિની મીમાંસા કર્યા વિના કોઇ પણ કાર્યમાં ઝંપલાવવું નહિ. માટે આર્થિક, વ્યવહારિક, રાજકીય, નૈતિક કે ધાર્મિક વગેરે. કોઇ પણ કાર્યમાં શરીરબળ, મનોબળ અને આત્મબળનો કેટલા પ્રમાણમાં ઉપયોગ કરવા હું શક્તિમાન છું ? તેનો સંપૂર્ણ વિચાર કરવો તે સ્વબળ વિચાર. એ નક્કી કર્યા પછી દેશકાળના સંજોગોની બારીક તપાસ કરી ઉચિત કાર્ય આરંભવું; પણ ઉપલક દૃષ્ટિથી સાહસ કરી હરિફાઇ ન કરવી. તેમ કરવાથી આરંભેલું કાર્ય પાર પડતું નથી. સ્વબળનો આપેલો ભોગ નિષ્ફળ જવા સાથે પરિણામ ખરાબ આવે છે. જેમ ચિત્રકાર પ્રથમથીજ ચીતરવાની આકૃતિ પોતાના હૃદયમાં આળેખી રાખે છે, તે પછી ચીતરે છે; તો તે ચિત્ર સ્વપ્રમાણમાં શોભાયમાન્ થાય છે. તેમ કાર્યના આરંભે અનુકૂળ તથા પ્રતિકૂળ સાધનોનો પોતાના હૃદયવડે વિચાર કરીને આરંભેલ કાર્યનું અંતે સારૂં પરિણામ આવવા પામે છે. તેટલા માટે શરીર, મન અને હૃદયને કેળવવાની ખાસ આવશ્યકતા છે. આજકાલની કેળવણીથી શરીર, મન કે હૃદય કેવી સ્થિતિમાં કેળવાય છે ? તે વિષે ઉંડો અનુભવ મેળવવાથી સહૃદયી પુરૂષોને શું ખેદ થવા નથી પામતો ? ઉંચી કેળવણીમાં આગળ વધેલામાંના કેટલાએકના શરીરો તદ્દન અશક્ત જોવામાં આવે છે, મગજ ખાલી થયેલા હોય છે, તેમજ વિચારશ્રેણિ અસ્તવ્યસ્ત થવાની સાથે તેઓનું અંતઃકરણ

નિર્બળ જણાય છે. જેને લીધે પોતાનું તથા દેશનું ઇચ્છિત શ્રેય કરી શકવા શું તેઓ સમર્થ બની શકે ખરા ? ખરેખર એ સ્થિતિ ભારત વર્ષના સંતાનો માટે શું ભયંકર નથી જણાતી? આ બધા ખેદકારક બનાવોનું મૂળ પ્રાચીન ગૃહકેળવણીની ખામી છે. ત્રણે બળમાંથી એકની અપૂર્ણતાએ કોઈપણ મહાન્ કાર્ય સંપૂર્ણ સાધી શકાતું નથી. શરીરબળ કરતાં મનોબળ અને મનોબળ કરતાં આત્મબળ વધારે પ્રબળ છે. જેમકે મદોન્મત્ત હાથીમાં શરીરબળ ઘણું છે; છતાં તે પર બેઠેલો માવત પોતાના મનોબળથી હસ્તિને વશ કરી ઇચ્છિત સ્થળે તેને ચલાવી શકે છે. રાજા–મહારાજા, શરીર અને મનોબળવાળા છતાં આત્મબળ સંપન્ન મહાત્માઓના ચરણમાં નમી જઇ આજ્ઞાધીન બને છે. સ્વબળનો વિચાર કરી કાર્ય કરનારા માણસો બીજાના બળની આશા રાખ્યા વિના પોતાનું ધારેલું કામ પાર પાડી શકે છે. "હું એકલો શું કરી શકું ?" એવા નિર્માલ્ય વિચારો પણ તેના હૃદયમાં પ્રવેશ કરી શક્તા નથી. તેવાજ માણસો જનસમાજને સ્વબળના પરાક્રમનું ભાન કરાવે છે; તેમજ પોતાનું અને સમગ્ર પ્રાણીનું ભલું કરે છે. જેમકે પ્રાચીન સમયમાં મહાવીર, બુદ્ધ, શ્રીકૃષ્ણ, તેમજ શંકરાચાર્ય અને પેગંબરો વગેરે સ્વબળ યાને આત્મશક્તિથીજ ધર્મોદ્ધારક–ધર્મપ્રવર્ત્તક તરીકે ગણાય છે. તેમજ મહારાણાપ્રતાપ, શીવાજી, અકબર, રણજીતસિંહ, વોશીંગ્ટન, દેશોદ્ધારક થયા છે; અને જગડુશા, ઓનવ ગોખલે વગેરે

દુઃખી, દીન અને સંકટમાં સપડાયેલા આત્મબંધુઓને મદદગાર બન્યા છે. હાલ પણ આદર્શ સ્ત્રી-પુરૂષો વિવિધ પ્રકારના આત્મિક બળવડે જનસમાજનું શ્રેય કરવા અવિશ્રાંત યત્ન કરી રહ્યા છે; તે પણ સ્તુત્ય છે. પરંતુ મહમુદ ગાંડાએ પોતાના સ્વબળનોજ વિચાર કર્યા વિના ચીન-ઈરાન જીતવા લશ્કરો મોકલ્યાં, છેવટે તે પાયમાલ થઇ ગયાં, તેમ ન થવા કાળજી રાખવી.

આ ઉપરથી ધડો લેવાનો છે કે ખોટા સાહસથી અનિષ્ટ પરિણામ આવે છે; માટે વિવેક પુરઃસર સ્વબળનો વિચાર કરી આનંદથી કાર્ય કરવું. આંધળી દોટ કરવાથી સર્વથા હાનિ થવા પામે છે. માટે વિવેકીપુરૂષોએ પોતાનું ભાવી જીવન ઉચ્ચ બનાવવાને આત્મીય બલનો સદુપયોગ કરવો એજ આપણું ખાસ કર્ત્તવ્ય છે.

### અભ્યાસ પાઠ ૩૧ મો.

૧ દેશ-કાળના સંજોગો જોઇ સ્વશક્તિ મુજબ કાર્ય કરવા પ્રયત્નશીલ થવું

૨ તનબળ, મનોબળ અને આત્મબળ વ્યવસ્થિત રીતે કેળવવાં.

૩ કાર્યની શરૂઆતમાંજ વિચાર કરવો કે આવતાં વિઘ્ન શી રીતે અટકાવી શકાય ?

૪ પોતે અસમર્થ હોય તો પરની સહાયતા મેળવી શક્તિમાન્ થવું

૫ વિચારક બનવું, પણ ખોટા સાહસિક ન બનવું.
૬ "હું શું કરી શકું" એવા બાયલા વિચારો ન કરતાં ઉદ્યમશીલ થવું.
૭ શરીરબળથી મનબળ અને મનબળથી આત્મબળ વિશેષ છે.

### ગઝલ

કરો જે કામ હે પ્યારા ! ખરૂં ખોટું જરૂર જોઇ;
વિચારીને ભરો પગલું, નહિ સાહસ કરો કોઇ. ૧
બનીને ક્રોધમાં અંધા, કરે સાહસ અરે ! સઘા;
પુરૂં થાતાં રહે રોઇ, નહિ સાહસ કરો કોઇ. ૨
ભમાવ્યા ના ભમો કોના, કરો ના કાનને કાચા;
સુખો સૌ બેસશો ખોઇ, નહિ સાહસ કરો કોઇ. ૩
નિહાળો નેત્રથી તો પણ, તપાસો પૂર્ણ હે પ્યારા !
ભલે હો કામ હરકોઇ, નહિ સાહસ કરો કોઇ. ૪
પડ્યા છે કંઇ જનો એવા, ચડાવે ચિત્ત ચકડોળે;
ભરોસે ના રહો ભાઇ ! નહિ સાહસ કરો કોઇ. ૫

(મણીકાન્ત.)

## કર્ત્તવ્ય ૩૨ મું. નિંદિત કાર્યનો ત્યાગ.

ઉદાર ચરિત ગૃહસ્થો !

ગઈ કાલે 'સ્વબલ–વિચાર' એ વિષયનું સ્પષ્ટીકરણ થયેલું. આજરોજે 'નિંદિત કાર્યનો ત્યાગ' એ કર્ત્તવ્ય વિષે ભાષણ કરવાનું છે. મિત્રો ! સ્વબળનો વિચાર કરનાર મનુષ્ય બહુજ સાવચેતીથી કાર્ય કરવા પ્રયત્ન કરે છે. જેને લઇને નિંદિત કાર્યમાં સપડાવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. કદાચ દૈવવશાત્ તેવા કાર્યમાં પ્રવૃત્તિ થઈ જાય, તોપણ દુનિયામાં તેમની પ્રમાણિકતા પૂર્વક વિચારકપણાની ઉંડી છાપ પડેલી હોવાથી કોઈ પણ મનુષ્ય ત્હેમના પ્રારબ્ધનોજ વિચાર કરશે કેઃ–'ભાઈ! એને ભાવીએ ભૂલાવ્યો.' તેમ સ્વબળનો વિચાર કરનાર પોતે પણ તેવા નિંદ્ય કાર્યથી ભવિષ્યમાં બહુજ કાળજી રાખવા પ્રયત્નશીલ થશે; એ નિઃસંશય છે. કારણ કે 'મનુષ્ય ભૂલને પાત્ર છે' એ કહેવત જનસમૂહમાં પ્રચલિત છે. તથાપિ તે કહેવતમાં એટલો વધારો કરવાની જરૂર છે કે 'માણસ ભૂલ સુધારવાને પણ પાત્ર છે.' માટે સ્વબળ વિચારક મનુષ્ય પોતાની થયેલ ભૂલને સુધારી પણ શકે છે. કેટલાએક કાર્યો નિંદ્ય, અનાચરણીય અને પરિણામે હાનિકર્તા છે, એમ સહજ છતાં બળહીન મનુષ્યો રૂઢિના બંધનમાં બંધાઇ જવાથી છોડી શકતા નથી; પરંતુ આત્મીય બળવાન્ મનુષ્ય તેવા કાર્યોથી વિમુખ રહેવા પામે છે. અર્થાત્ આરે તે લોગે

પણ નિંદ્ય કાર્યોનું સદંતર ત્યાગ કરવા-કરાવવા સતત પ્રયાસ પૂર્વક સ્વકીય સર્વબળનો ઉપયોગ કરવામાં પાછી પાની કરતો નથી. રૂઢ થયેલા ઘણાજ નિંદ્ય કાર્યો છે, તે પૈકીનું એક કાર્ય તમારી સમક્ષ રજુ કરૂં છું. જેમ બાળ કે યુવાન વિધવા થયેલ સ્ત્રીઓએ શ્વશુર કે પિતૃપક્ષના ગૃહમાં રહીને રસોઈ વગેરે કાર્યો કરવાને ખાવું, પીવું, દેવદર્શન-ગુરૂદર્શન કે ધર્મસ્થાને કથા-ઉપદેશ સાંભળવાં વગેરે વગેરે કાર્યો કરવાં જોઇએ. જો એ વિધવાની આંતરિક સ્થિતિનો બારીક અનુભવ મેળવવામાં આવે તો સહૃદયી પુરૂષોનું હૃદય દ્રવવા વિના નજ રહી શકે. પરંતુ તે વિધવાઓને ઉંચા પ્રકારની પ્રાચીન પદ્ધતિ પ્રમાણે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કેળવણી આપીને જો તેમને જગતની સ્વયંસેવિકા બનાવવામાં આવે તો તે કેટલું શ્રેયઃ કરી શકે. એ વાત સ્થુલબુદ્ધિ જીવાત્માઓ-રૂઢિના ગુલામ બનેલાઓને ગળે નજ ઉતરવા પામે. અનેકધા નિંદ્ય પ્રવૃત્તિમાં વિધવાને ફસાઇ જવાના માર્ગો ખુલ્લા થવા-કરી આપવામાં કેટલેક અંશે તેમના વડીલો-માતાપિતા વગેરે સાધનભૂત થવા પામે છે, માટે તે વિધવાઓનું શારીરિક, હાર્દિક અને આત્મીય બળ ખીલવવા માટે તેઓના તરફથી પ્રયત્ન સેવવામાં આવે તો એ સ્ત્રીયો મહામાયા યાને મહા શક્તિશાલિની થવા પામે. સ્ત્રીઓ જો પોતાના હૃદયથી સ્વબલનો ઉપયોગ કરવા સન્માર્ગે પ્રેરાય તો તેમને અવળે માર્ગે લઇ જવા માટે મનુષ્ય તો શું! પરંતુ ખુદ દિવ્ય શક્તિમાન્ ઈંદ્રાદિક પણ સમર્થ નથી, બંધુઓ! આવા અનેક ઉત્તમકાર્યો રૂઢી-

દેવીના પ્રકોપતળે દબાઇ-ચગદાઈ ગયા છે. ત્હેનો પુનરૂજ્જીવન કરવા પ્રયાસ કરવો તે નિંદ્ય નથી. બલકે જનસમાજને અત્યંત શ્રેયસ્કર છે. ત્યારે નિંદિત કાર્ય કોને કહેવામાં આવે છે? જે કાર્ય કરવાથી આ લોકમાં તેમજ પરલોકમાં અધઃસ્થિતિ-પાયમાલી થવા પામે તે નિંદિતકાર્ય કહેવાય છે. તેવાં અનેક કાર્યો પૈકી:—અન્યાય પૂર્વક હિંસામય વ્યાપાર, જેનું પરિણામે અનિષ્ટ ફલ આવે એવું હડહડતું જૂઠાણું, રાજ્ય ગુન્હામાં સપડાવું પડે તેવા પ્રકારની ચોરી, જનસમૂહમાં તિરસ્કાર મળે તેવી સામાન્ય પ્રકારની ચોરી, વિષયાંધતા, સ્વાર્થ પરાયણ બની બાળ લગ્ન-વૃદ્ધવિવાહ કે કન્યોનાં કરવાં અને કરાવવાં, વિશ્વાસઘાત કરી પરની જિંદગાની બગાડવી, કુટુંબ-જાતિ કે ધર્મમાં ખોટો કલેશ ઉત્પન્ન કરી કોર્ટમાં લડવું, પૈસાનો નકામો ખરચ કરવો, વિવાહ-મરણ પ્રસંગે શક્તિ ઉપરાંતના ફજુલ ખરચ કરવાં, મદ્ય, માંસ, કેફી ચીજ અને વેશ્યાગમન વગેરે કુવ્યસનનું સેવન; તેમજ જનસમાજના કે દેશના લાભકારી કાર્યમાં વિઘ્ન ઉભા કરી આડે આવવું, સ્ત્રી-પુરૂષની કેળવણી આપનારાં સરસ્વતી મંદિરો, વિદ્યાર્થીગૃહો, આરોગ્યવર્ધક ઔષધાલયો, સેવાસદનો, અનાથાશ્રમો, બાળ-વિધવાશ્રમો, પુસ્તકાલયો, વાંચનાલયો સ્થાપવામાં કે સ્થાપન થવા દેવામાં સીધી કે આડકતરી રીતે વિક્ષેપ નાંખવો અને બીજાઓને લાભ લેતાં અટકાવવા વગેરે કાર્યો ઉભય લોક વિરૂદ્ધ છે. માટે ઉત્તમ કુલીન પુરૂષોએ તેવા કાર્યોનો ત્યાગ કરી [illegible] સતત પ્રવૃત્તિ કરવી. કેવળ જાતિ

સુખપુર નામના ગામમાં પથા પટેલના બાપદાદા પૈસે-ટકે સુખી હતા; તે મોટા મોટા વરા વગેરે કાર્યો કરવાથી પ્રખ્યાત થયા હતા. પથાની સ્થિતિ પણ સારી હતી, તેને ત્યાં મોટી ઉમ્મરે એક પુત્ર જન્મ્યો, તેનું નામ લાલો પાડ્યું. તે ત્રણ માસનો થતાં સગપણની ચર્ચા ચાલી. પટેલની ખાનદાની જોઈ ઘણી તરફથી કન્યા આપવાના કહેણ આવ્યાં. તેમાંથી પટેલે માલા પટેલની રામબાઈ નામે ૩-૪ વર્ષની દીકરી વેરે સગપણ જોડવાનું સ્વીકાર્યું. માલા પટેલે ઘેર આવી સ્ત્રીને સગપણના ખુશ ખબર આપ્યા. પટલાણી ખાનદાન વહેવાઈ મળવાથી હર્ષઘેલી થઈ. પાંચ વર્ષે લાલો નિશાળે ગયો, તે ઘણો લાડકવાયો અને આળસુ હતો; જેને લીધે પથા પટેલની શરમ કે લાલચથી મહેતાજી વધારે ચીવટ ન રાખતાં અભ્યાસ આગળ ચલાવતા. પાન-સોપારી, ચા પાર્ટીથી પરીક્ષા પસાર કરી ચાર ધોરણ માંડ માંડ ભણ્યો. અને ૮-૯ વર્ષે ૧૧-૧૨ વર્ષની રામબાઈ સાથે લગ્ન થયાં. લાલાનું શરીર એકવડું હતું, જ્યારે રામબાઈ રૂષ્ટપુષ્ટ હતી. તે બન્નેને જોનારાઓ આશ્ચર્ય પામી મશ્કરી કરતા કે "ક્યાં રામબાઈ અને ક્યાં ભાઈ!" આવા કારણથી લાલાએ શરમાઈ નિશાળ છોડી. પંદરમે વર્ષે લાલાને ત્યાં પુત્ર જન્મ થયો. તે પછી પથો પટેલ માંદગીને બીછાને પડ્યો. મરણ સમયે લાલાને ભલામણ કરી કે "તારા લગ્નમાં તેમજ મારા વડીલોની ઉત્તરક્રિયા પ્રસંગે ઉહોળે હાથે ખરચ કરી બાપદાદાની આબરૂ જાળવી રાખી છે; માટે મારી પાછળ તું આબરૂ જાળ-

ચી ખરચ કરજે. જો નીતિથી ચાલીશ તો ખેતી વ્યાપારમાંથી સારી રીતે ગુજરાન ચલાવી શકીશ." છેવટે પખા પટેલ સ્વર્ગે ગયા. લાલાએ બારમાને દિવસે સારો ખરચ કરી આબરૂ જાળવી; ત્યારબાદ થોડે દિવસે ડોશી પણ પરલોક ગયાં. નાતીલાઓ એકઠા મળીને લાલાને કહેવા લાગ્યા કે:–" લાલા પટેલ! તમારા બાપદાદાની આબરૂ મોટી છે, પખાપટેલનું કારજ સારૂં કર્યું છે; તે મુજબ ડોશીમાને પણ ઉજવજો." લાલા પટેલ થોડું ભણેલા અને અવિચારી હતા; તેથી તે કુલણજી બની બે હજાર રૂપીઆનો ખરચ કરી વાહવા કહેવરાવી. હવે તે સ્વતંત્ર થવાથી તેના સ્વાર્થી મિત્રોની સંખ્યા વધવા માંડી, તેના ખોટા વખાણથી કુલાઈ લાલાએ ચા નાસ્તાનો ખરચ વધાર્યો. તેમજ કુવ્યસન સેવન–અનાચારથી તેનું શરીર કમતાકાત થયું તેથી વેપાર, ખેતી અને કામનો બોજો કાળજી પૂર્વક ઉપાડી શકતો નહિ. જેને પરિણામે ઘણું કામ પડયું રહેતું. અથવા અનિયમિત રીતે થતું. માટે મિત્રોએ ગુમાસ્તો રાખવાની સૂચના કરી. જેપરથી શઠનગરનો કપટશંકર નામે ગુમાસ્તો મોટે પગારે રાખ્યો. તે બહુ ખાઉધરો–ઉચાપત કરનાર હોવાથી વેપારનો ડોળ વધારી અંદરખાનેથી પોતાનો લાભ સાધી લેતો. રામબાઈ કાંઇક વ્યવહારકુશળ હતી, જેથી કપટશંકરના પ્રપંચભર્યા કાર્યોને વખતે વખતે ઝીણી નજરે જોતી અને પ્રસંગે પટેલને તેના નીચ કાર્યો જણાવતી, તે વાત લાલાએ પોતાના મિત્રોને કહી અને તેઓએ ગુમાસ્તાને તે હકીકત જણાવી,

જેથી રામબાઈનેજ ખસેડવાની યુક્તિ કપટશંકર શોધવા લાગ્યો. તેણે લાલા પટેલને ભરમાવ્યો કે પટલાણી તમને ચાહતા નથી; તેમજ ઘરેણા વગેરે પોતાને પિયર મોકલી દે છે. કાચા કાનના લાલા પટેલે ગુસ્સામાં આવી જઈ તેને માર મારી કાઢી મૂકી, જેથી તે પોતાને માવિત્ર ચાલી ગઈ. ત્યાર પછી તરતજ મિત્રોએ પટેલને નવી સ્ત્રી પરણાવી, પણ તે ટંટાખોર, કપટી અને ઈર્ષાળુ હોવાથી તે બંને વચ્ચે અણુબનાવ થયો. લાલચુ મિત્રોની મદદથી કપટશંકર ફાવ્યો અને પટેલને નુકશાનના ખાડામાં ઉતાર્યો. સ્થિતિ નરમ પડતી ગઈ, દેવું વધતું ગયું તેમ તેમ મિત્રો છેટા રહેતા ગયા; અને કપટશંકર પણ લેવાય તેટલો લાભ લઈ છેવટે ચાલ્યો ગયો. તમામ રીતિથી લાલાની ખરાબ સ્થિતિ થઇ, અને શરીર પણ અસ્વસ્થ થઇ ગયું. તેથી તે તન, મન અને ધનની હેરાનગતિ યાને પાયમાલીનો ભોગ થઈ પડ્યો. છેવટે સુજ્ઞ પુરૂષોની સલાહથી કાંઈક શુદ્ધ-સદ્બુદ્ધિ આવતાં રામબાઈને પુનઃ બોલાવી લાવ્યો; અને તેમની સલાહ મુજબ ગૃહવ્યવહાર ચલાવવાથી સુખી થયો; પોતાના પૂર્વના નિંદિત કાર્યોથી થયેલી હાનિ માટે પારાવાર પશ્ચાતાપ કરવા લાગ્યો. ફરીથી ભવિષ્યમાં નિંદિત કાર્ય થવા ન પામે તે માટે તેની સ્ત્રી વારંવાર યોગ્ય સૂચના આપતી, જેથી તેમનું છેવટનું જીવન સુખમય પસાર થયું.

બંધુઓ ! આ [illegible] દાામાં ઘણા મુદ્દાઓ વિચારવાના છે કેઃ-પોતાનાં [illegible] કેળવણી ન આપવાથી કેવું

અનિષ્ટ પરિણામ ઉત્પન્ન થાય છે. બાળલગ્ન કરવાથી ગૃહસ્થાશ્રમની કેવી દુર્દશા થવા પામે છે. શાદી–ગમીના પ્રસંગે ફજુલ ખરચ કરી ખોટી કીર્તિ મેળવવા લલચાવું તે પણ નુકશાન કર્તા છે. નાસ્તા પાણી ઉડાવવા અને કુવ્યસન સેવવાથી શારીરિક આર્થિક વગેરે નુકશાનમાં ઉતરવું પડે છે. હલકા સ્વભાવના નોકરથી વ્યાપાર કે વ્યવહારિક સ્થિતિ કેટલી બગડવા પામે છે. એ વિગેરે નિંદ્ય કાર્યો કરવાથી આપણું જીવન બગડવા સાથે સ્વસંતતિ કે કુટુંબીજનોનું જીવન ખગડવા પામે છે, જેમ એકના ઘરમાં સળગેલો અગ્નિ ઘણાં ઘરને બાળનાર થવા પામે છે, તેમ છેવટે જનસમાજને પણ મોટો ધક્કો પહોંચાડવામાં આવે છે. માટે બંધુઓ ! જેમ બને તેમ આનંદિત કાર્ય કરવા સર્વે પ્રયત્નશીલ થવું એજ આપણું ઉચ્ચ કર્ત્તવ્ય છે.

## અભ્યાસ પાઠ ૩૨ મો.

૧ ખોટી સાક્ષી પૂરવી એ નિંદિત કામ છે.

૨ જુઠું બોલવું, ચોરી કરવી અને વિષયાસકત થવું એ નિંદ્ય છે.

૩ બાળ અને વૃદ્ધલગ્ન એ બન્ને ઉભય રીતે નિંદાપાત્ર છે.

૪ વિદ્યા વગેરેના કજોડાં છતાં લગ્નસંબંધ જોડવો એ નિંદનીય છે.

૫ ઇર્ષાવૃત્તિથી કોઈની આજીવિકાને તોડી નાંખવી તે નિંદિત કાર્ય છે.

૬ કુટુંબ–દેશ કે ધર્મને હીણપત લગાડનારાં કૃત્યો હાનીકર હોઈને અતિ નિંદ્ય છે.

૭ કોઈપણ પ્રાણી પ્રત્યે ક્રુરતા દાખવવી તે કુદરતી જન સ્વભાવ વિરૂદ્ધ છે; તેમજ નિંદનીય છે.

૮ દેશદ્રોહ–ધર્મદ્રોહ કરવો તે ન્યાયથી વિપરિત અને નિંદિત છે.

૯ પિશુનતા ( ચાડિયાપણું ) ઈર્ષાવૃત્તિ અને અધમ પ્રવૃત્તિમય કાર્યો નિંદ્ય છે.

## કર્ત્તવ્ય ૩૩ મું ધર્મશ્રવણ.

ઉદાર હૃદયી મહાશયો !

ગત વ્યાખ્યાનમાં 'નિંદિત કાર્યનો ત્યાગ' એ સંબંધે વિવેચન કરવામાં આવેલું હતું. આજે 'ધર્મશ્રવણ' એ કર્ત્તવ્ય પરત્વે ભાષણ કરવાનું છે. સન્મિત્રો ! નિંદિત કાર્યનો ત્યાગ કરનાર ધર્મશ્રવણ કરવાને લાયક બને છે. વ્હાલાઓ ! ધર્મ શબ્દ એટલો વિશાળ અર્થમાં પૂર્વના ઋષિ–મહર્ષિઓએ સ્વીકારેલ છે કે:–જેથી કોઈ પણ સંપ્રદાય કે મજહબને માન્ય કરવુંજ પડે. જૈન પ્રવચન કહે છે કે " वत्थु सहावो धम्मो" યાને વસ્તુનો સ્વભાવ તેજ ધર્મ. આ જગતમાં ચેતન અને જડ એ બેજ પદાર્થ છે. જેને સાંખ્ય અને વેદાંત પુરૂષ કિંવા પ્રકૃતિ, બ્રહ્મ અથવા માયા કહે છે. ચેતન, પુરૂષ કે

બ્રહ્મનો સ્વભાવ આત્મત્વ રૂપે હોવાપણું તેમજ જડ, પ્રકૃતિ અને માયાનું જડત્વરૂપે થવાપણું એજ ચેતન કિંવા જડનો ધર્મ. અર્થાત્ ચૈતન ચૈતનના સ્વરૂપમાં વર્ત્તે અને જડ જડના ધર્મમાં પ્રવર્ત્તે. ધર્મશબ્દની ઉપર્યુક્ત વ્યાખ્યા મૂલ તત્વ સ્વરૂપે કહેવામાં આવે છે. વેદાંત કહે છે કેઃ—'यतोऽभ्युदय निःश्रेयसः सिद्धिः स धर्म्मः' જેનાથી આત્મીય ઉત્ક્રાંતિ અને મોક્ષની સિદ્ધિ થાય તે ધર્મ. એ વ્યાખ્યા કર્ત્તવ્ય સ્વરૂપે કરવામાં આવેલ છે. ઉપર્યુક્ત એ બન્ને વ્યાખ્યાથી કોઈપણ મતવાળા વિખુટા થઇ શકે તેમ નથી. હિંદુ અને મુસલમાનભાઈના તત્વજ્ઞાનીઓ પણ એજ કહે છે. હાલના સાક્ષરો કહે છે કે ધર્મ એટલે ફરજ કિંવા કર્ત્તવ્ય, એ પણ યોગ્ય છે. જે એકજ ધર્મશબ્દ આખા વિશ્વમાં વ્યાપકરૂપે હતો, તે ધર્મને આજકાલના કેટલાએક સંપ્રદાયવાળા ગૃહસ્થો અને ત્યાગીઓએ ટુંકા સ્વરૂપમાં બાંધીને મૂળ સ્વરૂપનો તિરોભાવ કરેલ છે. જેને લઇને અન્યોઅન્ય ધાર્મિક ઝગડાઓ ઉત્પન્ન થવા પામ્યા છે-પામે છે. બંધુઓ! જ્યાંસુધી ધર્મસંબંધી આપણે કુપમંડુકવૃત્તિને દૂર નહિ કરીએ, ત્યાંલગી ધર્મનો વિશાળ અર્થ જોવા કે જાણવા ભાગ્યશાળી નહિ બનીએ. માત્ર ધર્મવાળાએ ધર્મના વિશેષ્ય-મૂળ સ્વરૂપને જુદા જુદા વિશેષણો-પુંછડાઓ લગાડી આપ્યા છે કેઃ-જૈનધર્મ, વેદાંતધર્મ, વૈષ્ણવધર્મ, શૈવધર્મ, સાંખ્ય ધર્મ, બૌધધર્મ, ક્રીશ્ચીયનધર્મ, મોહમેદનધર્મ વગેરે વગેરે ઉપનામોથી ઓળખાય છે. વાસ્તવિકતયા વિશેષણોને

બાદ કરતાં માત્ર ધર્મશબ્દ અવશિષ્ટ રહેવા પામે છે. તો પછી કોઈનો વિવાદ રહેવા પામતો નથી કે અમુક અમારોજ ધર્મ એ કલ્યાણકર્તા છે. જો કે અન્વર્થક-ઘટમાન અર્થ વિશિષ્ટ વિશેષણોનો વિશેષ્ય રૂપ ધર્મશબ્દ સાથે ઉપયોગ કરવામાં આવે તો હજી પણ ક્ષંતવ્ય છે. દાખલા તરીકે:- "જૈન ધર્મ" એમાં ધર્મ એ વિશેષ્ય અને "જૈન" એ વિશેષણ આપેલું છે. એટલે રાગદ્વેષને જીતનાર મહા આપ્ત પુરૂષોએ કહેલ ધર્મ; તે જૈન ધર્મ.

વેદાંત ધર્મ=જ્ઞાનનું અંતિમ સ્વરૂપ બ્રહ્મજ્ઞાન જે ઉપનિષદોમાં વર્ણવેલું છે; તેનો ધર્મ યાને આત્માનો ધર્મ તે. એ પ્રમાણે પ્રત્યેક વિશેષણ વિશિષ્ટ ધર્મ શબ્દનો અન્વર્થ વિચાર કરીએ તો કદાચ હિતાવહ હોઈ શકે. પરંતુ મતાર્થિઓ તો કેવળ પોતાનાજ ઘરગથ્થુ ધર્મને માનવા-મનાવવાં સતત પ્રયત્ન કરી રહેલા છે. જેથીજ આર્યભૂમિનું નૈસર્ગિક ગૌરવ તિરોહિત થવા પામ્યું છે. ધર્મ એ હૃદયનો વિષય છે; કેવળ બુદ્ધિનો વિષય નથી. ધર્મ એ શાંતિ, પ્રેમ અને આનંદને અર્પનાર છે. ત્યારે આજ તો ધર્મના નામે જેટલા કજીઆ થાય છે તેટલા બીજા નિમિત્તે ભાગ્યેજ થતા હશે. પ્રાચીન કે અર્વાચીન કાળમાં મહાન્ યુદ્ધાદિ પ્રસંગે જનસમાજને મનુષ્ય કે દ્રવ્ય વગેરેનું જેટલા પ્રમાણમાં નુકશાન થવા પામેલ છે; તેથી નિ[illegible]ષ્ય પ્રમાણમાં દરેક જાતિને નુકશાન ( અમુક વિશે [illegible]) ધર્મને નામે થવા પામેલ છે-પામે છે. માટે [illegible]ત ધર્મનું સત્ય સ્વરૂપ સમજવા મા[illegible]

સત્પુરૂષોદ્વારા ધર્મનું શ્રવણ કરવું જોઇએ. શ્રવણ તે કેવળ કાનના વિષયો પૂરણ કરવારૂપ ન હોવું જોઇએ; પરંતુ મનનપૂર્વક શ્રવણ થવું જોઇએ. ધર્મનું શ્રવણ ભલે થોડા પ્રમાણુમાં થવા પામે, તથાપિ તેનો વિચાર વિશેષ પ્રમાણમાં કરવાની જરૂર છે. જેમ આપણા પવિત્ર પ્રેમીનો સંદેશો કેટલા પ્રેમપૂર્વક શ્રવણ કરીએ છીએ, તેમ ધર્મ-શ્રવણ પણ કરવું જોઇએ. માટે દરેક મનુષ્ય (બાલ, યુવાન કે અશક્ત વૃદ્ધ) ને પણ ધર્મની જરૂર છે. તેની સાબીતિરૂપે દરેકનો અંતરાત્મા જે વિચાર-પ્રેરણા કરે છે-માનસિક સૃષ્ટિઓ રચે છે; તે પ્રમાણે સર્વત્ર ફરજ રૂપે-પવિત્રપણે વર્ત્તન કરવાની વલણ આત્મા પકડે છે. ધર્મના બીજ જન્મ સાથે રોપાયેલ હોય છે. જેમ બોલતાં શીખવાં માટે માબાપ યા બીજાઓ પાસેથી શબ્દોના ઉચ્ચાર સાંભળવાની બાળકને આવશ્યકતા છે; તેમ ધર્મ એટલે ફરજ, કર્ત્તવ્ય અને વસ્તુનું સ્વરૂપ, તેહને સમજવા માટે ધર્મકથા, પવિત્ર સત્પુરૂષોના જીવનવૃત્તાંત અને શાસ્ત્રીય નિયમો સાંભળવાની ખાસ જરૂર છે; તેનું નામ ધર્મશ્રવણ કહેવાય છે. શ્રવણ કર્યા વિના સત્ય સ્વરૂપ સમજી શકાતું નથી. ગમે તે સ્થળે ગમે તેવા વેષવાળા મનુષ્ય પાસે અને ગમે તે મજહબ કે સંપ્રદાયવાળા પાસેથી ધર્મ-શ્રવણ કરવામાં આવતું હોય, તો તે શ્રવણ કરવામાં લાભજ છે. પરંતુ તે ધર્મ ઉપદેશ નિર્દોષ, શાંતિદાયક, ઉભય લોક હિતાવહ અને વિવેકપુરઃસર પક્ષપાત રહિત હોવો જોઇએ. જેમ યુવાન્ સ્ત્રી-પુરૂષ પ્રેમમય બની અંતઃકરણની લાગણી સાથે

ગીતનું શ્રવણ કરી પોતાને કૃતાર્થ માને છે; તેમ હૃદયના ઉમળકા સાથે પ્રેમપૂર્વક ધર્મશ્રવણ કરવામાં આવે તોજ હૃદય પવિત્ર થવાની સાથે કૃતાર્થ થવાય છે.

સામાન્ય રીત્યા ત્રણ પ્રકારનો ધર્મ છેઃ–વ્યવહારિક, પ્રાકૃતિક અને આત્મિક.

વ્યવહારિક=સંસાર–પ્રવૃત્તિ પરત્વેનો ધર્મ યાને ફરજ જેમકે વિદ્યાભ્યાસ કરવો, ઉદ્યમ કરી દ્રવ્ય મેળવવું–વાપરવું, સંસાર વ્યવહાર ચલાવવો, જનસમાજના હિતનાં અને દાન–પુણ્ય આદિ વ્યવહારિક કાર્યો કરવા વિગેરે.

પ્રાકૃતિક=કુદરતી ધર્મ–સૃષ્ટિની નૈસર્ગિક લીલા યાને સૂર્યનું તપવું વગેરે. કિંવા જડ વસ્તુનો સ્વભાવ–વિવિધ પ્રકારે વિશ્વનું પરિવર્તન.

આત્મિક=આત્મ પરત્વેનો ધર્મ યાને સ્વરૂપ કિંવા તેને ઓળખવો–જીવન્મુક્ત દશા મેળવવા પરત્વેની ફરજ.

ધર્મ શબ્દનો વ્યુત્પત્યર્થ વિચારક પુરૂષોએ આ પ્રમાણે કર્યો છે કેઃ–' दुर्गतावात्मानं प्रपतन्तं धारयतीति धर्मः ' દુર્ગતિ યાને અપક્રાંતિ અધઃસ્થિતિ પતન પામતા જીવાત્માને ધારણ કરનાર, અર્થાત્ ઉત્ક્રાંતિને માર્ગે લઈ જનાર તેજ ધર્મ. ત્યારે ઉત્ક્રાંતિ કે અભ્યુદયનાં શિખરે લઇ જવાના પ્રથમ પગથીઆ રૂપ ભાવના સ્વરૂપે અહિંસક વૃત્તિ યાને વિશ્વપ્રેમ છે. ત્યારપછી ક્રમશઃ ઉંચે ચડવાના પગથીઆ રૂપે

પહેલા પ્રકારના વ્યવહારિક ધર્મથી સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, સ્વાધ્યાય, તપ અને ઈશ્વરસ્મરણ વગેરે કર્ત્તવ્યો છે. જેથી ઐહિક–સ્વર્ગીય પૌદ્ગલિક સુખ મેળવાય છે. બીજા પ્રકારના પ્રાકૃતિક ધર્મથી સચરાચર પ્રાણીઓને આનંદ મળવાની સાથે સ્વજીવનનું પોષણ થવા પામે છે. ત્રીજા પ્રકારના આત્મિક ધર્મથી કૈવલ્યદશા પ્રાપ્ત કરી જીવન્મુક્ત થવાય છે; યાને પરમાત્મ સ્વરૂપ થાય છે.

રાજ્યગૃહ નામે નગર વિષે કાનડ નામે કઠિયારો હતો. તે જંગલમાં લાકડાં લેવા જતો હતો; ત્યાં એક વૃક્ષ તળે એક મહાત્મા ધર્મ–ઉપદેશ આપતા હતા. ઘણા માણસોનો સમુદાય જોતાં કઠિયારો ત્યાં આવ્યો. મહાત્માની સાદી–સરળ ભાષાના સચોટ ઉપદેશને લીધે, તે કઠિયારો આનંદિત થતા ત્યાં શ્રવણ કરવા ઉભો રહ્યો. મહાત્માની દૃષ્ટિ તેના પર પડવાથી કઠિયારાની મુખાકૃતિમાં સરળતા જણાઈ. તેમણે ઉપદેશ સમાપ્તિએ કઠિયારાને કહ્યું, કેઃ–" બંધવ ! તું કોઈપણ નિયમ કર " કઠિયારે સરળતાથી કહ્યું, હું જંગલમાં રહેનારો છું. નિયમ તે શું ? " મહાત્મા એ કહ્યું કે—' નિયમ એટલે કોઈપણ પ્રકારની ટેક યા પ્રતિજ્ઞા. ' કઠિયારે આ દયાળુ અને નિસ્પૃહી મહાત્માની કરૂણા જોઈ, જણાવ્યું કે મારાથી પળી શકે તેવું નિયમ રાખવા તૈયાર છું. મહાત્મા—' તારે પરસ્ત્રી સંગ ન કરવો. ' એ નિયમ બોધ સાથે બરાબર પાળવા સૂચના કરી.

કઠિયારો—ઠીક મહારાજ! એમ કહી નમન કરી પંથે પડ્યો.

દરરોજ નિયમ પાળવા કઠિયારો બરાબર કાળજી રાખતો. એક વખત ત્રણ દિવસ સુધી બહુ વરસાદ પડવાથી લાકડાં કાપવા જંગલમાં જઈ ન શક્યો; છેવટે ચોથે દિવસે જંગલમાં જવા નીકળ્યો. થોડે ચાલતાં એક નદીમાં પૂર આવેલું જોઇ, તે ઉતરી ન શકાય તેમ હોવાથી કાંઠે ઉભો રહ્યો. તે કર્મને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:-હે કર્મ ! હે દૈવ ! આવી દરિદ્રતા શા કારણથી તેં આપી હશે ? એમ વિચાર કરે છે, તે વખતેજ નદીમાં એક ઝાડ પોતા તરફ તણાઈ આવતું જોઇ ખુશ થયો; અને પાસે આવતાંજ યુક્તિથી બહાર કાઢીને કટકા કરી ભારી બાંધી નગરમાં વેચવા ગયો. ચાલતાં વિચાર કર્યો કે ઝટ ખપી જાય તો તરતજ ખાવાનું મળે. દરવાજામાં પ્રવેશ કરતાં તે શહેરના રત્નસંચય શેઠના ચંપક નામના માણસે તે ભારી ખરીદી, શેઠના ઘરના આંગણામાં નંખાવી. કઠિયારાને પૈસા આપી વિદાય કર્યો. થોડીવારે શેઠ તે તરફ આવતાં બહુ સુગંધ આવવા લાગી. જેથી વિચાર થયો કે:-ક્યાંથી આટલી બધી ચંદન જેવી સુગંધ આવે છે? તેનો તપાસ કરતાં ભારી પાસે આવતાં તે લાકડાં ચંદનનાં જણાયાં. ચંપકને બોલાવી પૂછ્યું કે "આ ભારીનું શું બેઠું?" ચંપકે નમ્રતાની કહ્યું "શેઠજી ! ચાર ટકા."

શેઠ-અરે ! ચાર ટકા હોય ?

નોકરે—સાહેબ ! ચોમાસાના દહાડા છે, માટે મોંઘા મલ્યા છે !

શેઠ—આ લાકડાની જાત શી છે ?

ચંપક—તેની જાતની મ્હને ખબર નથી; પણ બળતણ તરીકે ખપ લાગશે !

શેઠ—અલ્યા ! ભોળા ચંપક ! આ બહુ કિંમતી ચંદનના લાકડાં છે.

ચંપક—હેં..............ચંદનના છે ? ત્યારે તો ઘણું સારૂં થયું; બહુ લાભ થયો.

શેઠ—ઉપલક રીતે દેખીતો લાભ મ્હને ન જોઈએ. કારણ મ્હેં મહાવીરના ધર્મનું ખાસ શ્રવણ કરેલ છે, એટલુંજ નહિ પણ ત્હેમનો ઉપાસક પણ છું; અને મ્હેં અણહકનો ત્યાગ કરેલ છે.

તેજ વખતે શેઠે ભારીની કીંમત પાંચસે સોનામહોર ચોક્કસ આંકી, ચંપકને તેટલી રકમ કઠિયારાને આપવા મોકલ્યો. ચાલતાં ચાલતાં ચંપક વિચાર કરતો જાય છે કે અહો! મારા શેઠની શી ઉમદા વૃત્તિ—ન્યાયદૃષ્ટિ. કઠિયારાને ઝટ શોધી સઘળી હકીકત જણાવી, પાંચસો સોનામોહોર આપવા માંડી; કઠિયારે હરખાઈને પોતાના ખોળામાં લીધી. બહુ સોનામોહોરો દેખવાથી હર્ષઘેલો થયો; વિચારની ધુનમાંજ વેશ્યાના પાડામાં તે નીકળી ગયો. રૂપ અને લાવણ્યવતી નવયૌવના એક વેશ્યાએ આ કઠિયારાને જોઈ તિરસ્કાર કરવા

લાગી કે:-અરે ! ભીખારી ! દરિદ્ર ! નીકળ અમારા પાડા-માંથી, અહિં તો પૈસાવાળાનુંજ કામ છે. આ શબ્દો સાંભળી કઠિયારો પૈસાના મદના છાકમાં બડબડયો કે:-"અરે ! આ રંડા કંઇ જાણતી નહિ હોય ? મારી પાસે તો ઘણી સોનામો-હોરો છે. એમ વિચારી ખોળો પહોળો કરી સોનામોહોરો બ-તાવવા લાગ્યો. સોનામોહોરો જોઈ તે વેશ્યા લલચાઇ જઈ ત્હેને બોલાવવા માટે દાસીને મોકલી; તરતજ કઠિયારાને સો-ળવીને ઘરમાં લાવી. વેશ્યાએ આદર-સત્કાર આપ્યો, સ્નાના-દિક કરાવી ખાનપાન આપ્યાં. કઠિયારો વેશ્યાના હાવભાવ અને વૈભવ જોઇ મોહાંધ બની ગયો. રાત્રી પડ્યા પછી યુક્તિથી સોનામોહોરો વેશ્યાએ સ્વાધીન કરી લીધી. થોડીવાર પછી મગજ ઠેકાણે આવતાં કઠિયારે વિચાર કર્યો કે:-હું કયે સ્થળે છું ? આ સ્ત્રી કોણ છે, આટલા બધા ચાળા, ચટકા અને મ-ટકા તે શામાટે કરે છે ? છેવટે વેશ્યાએ રતિક્રીડા કરવાની ઈચ્છા બતાવી, તેજ વખતે કઠિયારાને યાદ આવ્યું કે:-"મારે તો પરસ્ત્રી-સંગ ન કરવો" એવી ટેક મ્હેં મહાત્માંનો ઉપ-દેશ શ્રવણ કર્યા પછી સ્વીકારેલ છે. હવે મારે તે ટેક શી રીતે પાળવી ? વિચાર કરતાં છેવટે એક યુક્તિ શોધીને કઠિયારે કહ્યું કે:-મ્હને પેટમાં બહુજ દુખે છે, જંગલ જવાની હાજત થઈ છે; માટે જઈ આવું. એમ કહી ત્યાંથી છુટી, પોતાની ટેક જાળવવાની ખાતર સોનામોહોરોની પણ દરકાર ન કરી અને ઝુંપડીએ જઈ સૂઇ રહ્યો. ઘણા વખત સુધી વેશ્યા રાહ

જોવા લાગી, છેવટે વિચાર્યું કે રસ્તો ભૂલી ગયો હશે. સવારે આવશે; કારણ સોનામોહોરો મારી પાસે પડેલી છે. બપોર સુધી ઈંતેજારીથી રાહ જોઈ, પણ કઠિયારો નજ આવ્યો ત્યારે વેશ્યાએ વિચાર્યું કે આ સોનામોહોરો મારે રાખવા લાયક નથી. કારણ તેણે મારી સાથે વિષય-સુખ ભોગવ્યું નથી. માટે રાજાજી પાસે જઈ તે સ્વાધીન કરૂં. તરતજ દાસી સાથે સોનામોહોરો લઈ રાજકચેરી મા ગઈ. તે વખતે શ્રેણિક રાજા તથા પ્રધાન અભયકુમાર કચેરીમાં ન્યાયાસનપર બીરાજેલા છે. તેમની પાસે જઈ વિધિપૂર્વક નમન કરી સોનામહોરોની થેલી પાસે મૂકી. અભયકુમારે પૂછયું કેઃ—"શામાટે આ સોનામોહોરો લાવેલ છો?" વેશ્યાએ ગત દિવસ તથા રાત્રિની કઠિયારાની હકીકત નિવેદન કરી. વિશેષમાં રાજા પ્રત્યે જણાવ્યું કેઃ—" હે મગધેશ ! હે મહારાજાધિરાજ ! એ કઠિયારાએ મારી સાથે કોઈ પ્રકારનું વિષયસુખ ભોગવ્યું નથી. માટે તેની સોનામોહોરો મારે ખપે નહિ. તેમ તે કઠિયારો કોણ અને ક્યાંનો છે ? તે પણ હું જાણુતી નથી. માટે બીનવારસી મિલકતના વારસ આપજ હોઈ શકો. જેથી તે આપ સ્વીકારો. " આ શબ્દ સાંભળી રાજા, પ્રધાન તેમજ કચેરીમંડળ ચકિત થયું અને વેશ્યાની આવી ઉચ્ચ પ્રવૃત્તિ માટે ધન્યવાદ આપ્યો, પરંતુ અભયકુમાર પ્રધાનના મનમાં વિચાર ઉદ્ભવ્યો કેઃ—" પાંચસો સોનામોહોર જેવડી રકમ અને રતિસુખનું સુંદર ભુવન છોડી ચાલ્યો જનાર કઠિયારો કોણ હશે ? " આ વાતમાં કાંઈ ઉંડુ

રહસ્ય છૂપાયેલું છે. ઝટ શહેરમાં ઉદ્‌ઘોષણા કરાવી ( સાદ પડાવ્યો ) કે:-" પાંચસો સોનામોહોર કયા કઠિયારાની છે; જેની હોય તે રાજદરબારમાં હાજર થઇ લઈ જાય. આ ઉદ્‌ઘોષણા આખા શહેરમાં ફેલાતાં રત્નસંચય શેઠના સાંભળવામાં આવી. તરતજ તેણે સાદ પાડનારાની સાથેના એક સીપાઈને કઠિયારાની વાત કહી નામ ઠામ જણાવી દીધું. તેણે તરતજ કઠિયારાની ઝુંપડીએ જઈ તપાસ કર્યો તો તે લાકડાં લઈ આવી, ખાઈપીને બેઠેલો જણાયો. સીપાઈએ કહ્યું કે:-" કાનડ ! ચાલો તમને રાજા બોલાવે છે " આ શબ્દોથી કાનડ ગભરાયો, મ્હને શામાટે બોલાવતા હશે ? એમ વિચાર કરતાં તે ખિન્નવદન થયો. જેથી તે સીપાઈએ ( હાલના યમદૂત જેવા સ્વાર્થાંધ ન બનતાં ) ધીરજ આપી કહ્યું કે " બાપુ ! બીવાનું કાંઈ કારણ નથી. સહજ વાત પૂછવી છે." જેથી કાનડે સીપાઈ સાથે રાજકચેરીમાં આવી નમ્રતા સાથે પ્રણામ કર્યા. અભયકુમારે શાંતિદાયક વચનો કહી પૂછ્યું કે:- "તું ગઈ કાલે ક્યાં ક્યાં ગયો હતો અને શું શું કર્યું હતું?" કઠિયારે લાકડાં વેચ્યાં ત્યારથી તે વેશ્યાના ઘેરથી નાશી છુટયા સુધીની વાત યથાસ્થિત કહી સંભળાવી. ફરી અભયકુમારે પૂછ્યું કે:-"પાંચસો સોનામોહોર છોડીને વેશ્યાને ઘેરથી નાસવાનું પ્રબળ કારણ શું ? " ત્યારે તેણે મુનિ પાસેથી ધર્મ-શ્રવણ કરી લીધેલા વ્રતની વાત જાહેર કરી, બોલ્યો કે:-"મારો નિયમ પાળવા માટેજ મ્હેં વેશ્યાનો તેમજ સોના-

મોહોરોનો ત્યાગ કર્યો." સોનામોહોરની ખાત્રી કરવા માટે શેઠને બોલાવ્યા. તેમના આવ્યા બાદ સોનામોહોરોની હકીકત સુણતાજ રાજા અને પ્રધાન વગેરે બહુ પ્રસન્ન થયા. અભયકુમાર પ્રેમપૂર્વક તે કઠિયારાને આલિંગન આપી ભેટી પડ્યો. યોગ્ય આસને બેસાડ્યો. પછી કહ્યું કે તું જાતિનો કઠિયારો છે; છતાં ધન્ય છે તારી પવિત્ર વૃત્તિ અને ટેકને. મારા વહાલા સ્વધર્મી બંધુ ! ભલા ભલા પુરૂષો પણ મોહાંધ બની પોતાના આત્માની સાથે કુલીન સ્ત્રીઓના આત્માને પણ અધમ સ્થિતિએ લઈ જાય છે. 'માટે તને સાબાશ છે. તેમજ વેશ્યા કૃત્ય કરનાર આ યુવાન સ્વરૂપવતી વેશ્યા અને પેલા દ્રવ્યના ખોટા લોભથી મોહ નહિ પામનાર ધર્મ-શ્રવણ કરનાર, ન્યાયવૃત્તિ પરાયણ રત્નસંચય શેઠને પણ ધન્ય છે. છેવટે અતિ પ્રસન્ન થઈ રાજાની આજ્ઞાથી સોનામોહોરો કઠિયારાને સોંપી. વિશેષ્યમાં યોગ્ય શિરપાવ આપી કહ્યું કે પ્રેમપૂર્વક એકજ વખત ધર્મ-શ્રવણ કરવાથી સ્વટેક યાને ધાર્મિક ફરજ બજાવવાથી તારાં વિચારોની પવિત્રતા સાથે તેં આત્માનો પણ અભ્યુદય કર્યો. તેમજ આ વેશ્યા અને સાહુકારે પણ નીતિપરાયણ થઇ ધર્મ યાને ફરજ અદા કરેલ છે; તેવીજ રીતે ભવિષ્યમાં પણ ધાર્મિક પ્રવૃત્તિથી તમારૂં તેમજ સર્વનું ઉચ્ચ જીવન પસાર થાઓ એમ હું અંતઃકરણથી ઇચ્છું છું. એમ કહી સર્વને વિદાય કર્યા.

સજ્જ્નો ! આપ સહમત્યા હશો કે એક કઠિયારો પણ ધર્મ-શ્રવણથી કઇ હદે પહોંચ્યો. ધર્મ-શ્રવણ કરવાથી જ્યારે

કૃત્યાકૃત્યનું ભાન થાય છે, ત્યારેજ અપકૃત્યને છોડીને સુકૃત્ય કરવા તત્પર થવાય છે. પરંતુ ઓઘ સંજ્ઞાએ કેવળ સાંભળ્યા જ કરવું એ નિરર્થક છે. સાંભળીને મનન કરવું અને અમલમાં લાવવું એ આપણી ખાસ ફરજ છે.

## અભ્યાસ પાઠ ૩૩ મો.

૧ ચેતન અને જડનો સ્વભાવ તે ધર્મ.

૨ જેથી સ્વાભ્યુદય અને મોક્ષ થવા પામે તે ધર્મ.

૩ અધઃસ્થિતિમાંથી બચાવનાર તે ધર્મ. અથવા સ્વકર્ત્તવ્ય કિંવા ફરજ તે ધર્મ.

૪ ધર્મશ્રવણ કરવામાં સર્પ—મોરલીવત્ તલ્લીન થવું.

૫ દૃષ્ટિ અને ચિત્ત એકજ સ્થળે નિયત કરી વક્તાના હૃદયના તલસ્પર્શી બનવું.

૬ શ્રવણ કરેલા વિષયો યથાર્થ અર્થપૂર્વક ગ્રહણ કરવા.

૭ શ્રવણ કરેલા વિષયોનું યથાર્થ મનન કરી દોહન કરવું.

૮ દોહન કરેલા વિષયને અમલમાં મૂકવો—મૂકાવવો.

૯ શ્રવણ કરવામાં સંપ્રદાય કે ધર્મભેદનો દુરાગ્રહ ન રાખવો.

૧૦ અંધશ્રદ્ધાએ ધર્મશ્રવણ ન કરતાં વિવેકદૃષ્ટિથી શ્રવણ કરવું.

૧૧ વ્યવહારિક, પ્રાકૃતિક અને આત્મિક ધર્મના ભેદનું રહસ્ય સમજવું.

૨ ધાર્મિક પ્રશ્ન–તર્કનો સભ્યતા સાથે નિર્ણય કરવો, પરંતુ દાંભિક વૃત્તિથી ખોટા વાદ–વિવાદમાં ઉતરવું નહિ.
૩ શાસ્ત્રયુક્ત અને અનુભવ સમ્મત ધર્મ હોવો જોઇએ.
૪ અપક્ષ, અનિંદ્ય અને સર્વમાન્ય ધર્મ એકજ સત્ય રૂપે છે.

## કર્ત્તવ્ય ૩૪ મું. ત્રિવર્ગ–સાધન.

સહૃદયી બંધુવર્ગ ! ગઈ કાલે ધર્મ–શ્રવણ પરત્વે વિવેચન કરેલ હતું. આજરોજ ત્રિવર્ગ–સાધન એ કર્ત્તવ્યનું વ્યાખ્યાન કરવાનું છે. પ્રત્યેક આત્માઓએ પુરૂષાર્થ–ઉદ્યમ કરવાની ખાસ જરૂર છે. કહ્યું છે કે:—**उद्यमेन हि सिध्यंति, कार्याणि न मनोरथैः; नहि प्रसुप्त सिंहस्य, प्रविशंति मुखे मृगाः ॥ १ ॥** ઉદ્યમવડે સઘળા કાર્યો સફળ થવા પામે છે; પરંતુ કેવળ વિચાર માત્રથી કાર્યની સિદ્ધિ થવા પામતી નથી. મહા પરાક્રમી સિંહ જેવો પ્રાણી પણ નિરૂદ્યમી સુતેલો હોય છે તો તેના મુખમાં મૃગલાઓ સ્વત: આવી પડતા નથી. બંધુઓ નિરૂદ્યમી મનુષ્યો અનેકધા દુઃખમાં સપડાઈ દીન હીન શક્તિવાળા બનવા પામ્યા છે–પામે છે. પુરૂષાર્થ શબ્દનો વાચ્યાર્થ વિચારીએ તો પુરૂષ+અર્થ પુરૂષ એટલે આત્મા તેનો મુખ્ય અર્થ એટલે પ્રયોજન તે પુરૂષાર્થ: આ જગતમાંના સચરાચર પ્રાણી પુરૂષાર્થ શક્તિવાળા છે. માત્ર તેનો ઉપયોગ કયા કાર્યમાં કરવો એજ ખાસ

વિચારણીય છે. આપણે મનુષ્ય દેહ પ્રાપ્ત કરવાને જે લાયક બન્યા છીએ, તે કેવળ પુરૂષાર્થનાજ પ્રતાપે. પુરૂષાર્થ વડે જીવાત્મા તદ્દન સામાન્ય ભૂમિકા (એકેંદ્રિય સ્થિતિ) થી ઉચ્ચ સ્થિતિએ નરદેહ પ્રાપ્ત કરેલ છે. જે નરદેહથી નારાયણ, આદમીમાંથી આદમ અને જનમાંથી જિન–વીતરાગ કે પરમાત્મ સ્વરૂપ થાય છે. આ દુનિયામાં કેટલાએક ભવિષ્યવાદીઓ--પ્રારબ્ધવાદને માનનારા અને કેટલાએક પુરૂષાર્થ–ઉદ્યમને સ્વીકારનારા છે. તે બન્નેનું યથાર્થ સ્વરૂપ સ્હમજ્યા વિના ઉભયવાદીઓ અન્યોન્ય વિતંડાવાદ કરી સમય અને બુદ્ધિનો અપવ્યય કરે છે. વાસ્તવિકતયા પ્રારબ્ધ (ભાવી) અને પુરૂષાર્થ (ઉદ્યમ) એ બન્ને એકજ વસ્તુ છે. માત્ર પરસ્પર કાર્ય–કારણને લઇ કિંવા ભૂતકાળ અને વર્ત્તમાનકાળના ભેદને લઈને તે બે સ્વરૂપે જાણવામાં વા કથન કરવામાં આવે છે. ભૂતકાળનો પુરૂષાર્થ તેજ વર્તમાનકાલનું પ્રારબ્ધ. વર્તમાનકાલનું જે પ્રારબ્ધ તે ભવિષ્યનો પુરૂષાર્થ, અથવા ઉદ્યમવતી પ્રારબ્ધ ઉત્પન્ન થાય છે; અને પ્રારબ્ધથી પુરૂષાર્થ કરી શકાય છે. હવે પુરૂષાર્થ વિવિધ પ્રકારના છે તથાપિ આ જગોએ ખાસ પુરૂષાર્થત્રયનું વિવેચન કરવામાં આવશે. જો કે પુરૂષાર્થ ચતુષ્ટય કહેલ છે. તથાપિ મોક્ષ નામનો અંતિમ પુરૂષાર્થ પૂર્વના ત્રણે પુરૂષાર્થનું છેલ્લામાં છેલ્લું ફળ છે. અર્થાત્ પુરૂષાર્થ ત્રણ કારણ રૂપે છે; અને મોક્ષ ફલ કાર્ય યાને ફળ રૂપે છે. એ પુરૂષાર્થત્રયને ત્રિવર્ગ પણ કહેવામાં આવે છે. શાસ્રમાં કહ્યું છે કેઃ—

त्रिवर्ग संसाधनमंतरेण, पशोरिवायुर्विफलं नरस्य; तत्रापि धर्मं प्रवरं वदंति, न तं विना यद् भवतोऽर्थ कामौ.

ત્રણ વર્ગનું સારી રીતે સાધન કર્યા વિના મનુષ્યનું આયુષ્ય પશુની માફક નિષ્ફળ જવા પામે છે. એ ત્રણ વર્ગમાં પણ ઋષિ-મહર્ષિઓ ધર્મ વર્ગને પ્રધાનપદ આપે છે. કારણ કે જેના વિના અર્થ ને કામ વર્ગની પ્રાપ્તિ થવા પામતી નથી, અર્થાત્ ધર્મ વિના તે બે વર્ગ સાધી શકાતા નથી. જે ધર્મ પૂર્વક અર્થ અને કામને સાધવામાં આવે છે તે પુરૂષાર્થ ત્રય કિંવા ત્રિવર્ગ કહેવામાં આવે છે માટે પુરૂષાર્થ કરવો એ પ્રાણી માત્રનું કર્ત્તવ્ય છે. કારણ કે:—

આ સૃષ્ટિ પર જીવન ગાળનાર તમામ પ્રાણીઓ ક્ષણમાત્ર પણ પુરૂષાર્થ એટલે મહેનત કે પ્રયત્ન કર્યા વિના જીવી શકતા નથી. જેમકે શ્વાસોચ્છવાસ વગેરેની ક્રિયાથી શરૂ કરી મહાન્ અંતિમ કાર્ય યાને મોક્ષ પ્રાપ્ત કરવાનો પ્રયાસ તે પુરૂષાર્થ. પણ તે એકજ તરેહનો એકજ રીતિથી કરી શકાતો નથી; કેટલાએક પુરૂષાર્થો નિંદ્ય હોય છે, જેવા કે:—અનિષ્ટ વિચારો કરવા, પાપમય કાર્યોની યોજના યોજવી, પ્રાણી માત્રને અશાંતિ ઉપજે તેવા પ્રયત્નો કરવા વગેરે. તેમજ કેટલાએક પુરૂષાર્થો સ્તુત્ય હોય છે, જેમકે:-સદ્વિદ્યા પ્રાપ્તિ માટે યત્ન, આત્મજ્ઞાન મેળવવાની કોશીશ, જનસમાજના હિત માટેની પ્રવૃત્તિ ઇત્યાદિ વિવિધ પ્રકારના પુરૂષાર્થનું વર્ગીકરણ કરતાં તમામ સ્તુત્ય પુરૂષાર્થનો ત્રણ વર્ગમાં સમાવેશ થવા પામે છે.

૧ ધર્મ વર્ગ, ૨ અર્થ વર્ગ, ૩ કામ વર્ગ.

૧ ધર્મ વર્ગ=સ્વફરજ અથવા સંસારમા દુર્ગતિ ખરાબ સ્થિતિમાં સપડાયેલા પ્રાણીને ધારણ કરનાર-બચાવનાર યાને સર્વથા ઉત્ક્રાંતિ કરનાર શક્તિ તે. ધર્મવર્ગના આશ્રયવડે પ્રત્યેક પ્રાણી ક્રમશઃ ઐહિક-પારમાર્થિક અભ્યુદયની સાથે, નિઃશ્રેયસ-મોક્ષ અને સ્વર્ગપ્રાપ્તિ કરવાને શક્તિમાન બને છે.

૨ અર્થવર્ગ=સુખમય જીવન આપનાર વિવિધ સાધનો પૈકી મુખ્ય દ્રવ્ય સંપત્તિ તે. તેના આશ્રયવડે સંસાર-વ્યવહારના કાર્યો સરલતાથી કીર્તિ અને સ્વમાન સાથે આનંદભેર સાધી શકાય છે.

૩ કામવર્ગ=સ્વાભિમાનવડે ઇચ્છિત સર્વ ઇંદ્રિયના વિષયની અમુક વખત સુધીની પ્રીતિ-તૃપ્તિ તે. જેના આશ્રયવડે મનની વાસનાઓ અમુક સમય પર્યંત શાંત થવાની સાથે સુસંતતિની ઉત્પત્તિથી ચિત્ત સંતોષાય છે.

અહિં ધર્મવર્ગને પ્રથમ મૂકવાનું કારણ એ છે કે, અર્થ અને કામવર્ગ સાધવાના સમયે મૂલ પાયારૂપ ધર્મને ભૂલવો ન જોઇએ. અર્થાત્ ધર્મવિરૂદ્ધ અર્થ અને કામ ન હોવા જોઇએ. જેમ ઝાડ પોતાના મૂળ ઉપર જીવન ટકાવી શકે છે, તેમ ધર્મથી પોતાનું ઉચ્ચ જીવન ટકાવી શકાય છે. ધર્મ વિના અર્થ નથી; અને અર્થ વિના કામ નથી. જો ધર્મ અને અ-

ર્થનું ઉલ્લંઘન કરી કેવળ કામ ( વિષયસુખ ) માં આસક્ત તન્મય બનવાથી વનમાના હાથીની માફક દુઃખી થવું પડે છે:

જેમ આફ્રિકા વગેરે દેશમા કાગળની હાથણીને ખાડા-પર ઉભેલી દેખવાથી હાથી વિષયાંધ બની તે પર જવા ઉતા-વળે આક્રમણ કરે છે. પરંતુ પરિણામે હાથી ખાડામાં પડી પ્રાણ રહિત થાય છે. તેમજ ધર્મનું ઉલ્લંઘન કરી ચાહે તેવા કનિષ્ટ પ્રવર્તનથી ઉત્પન્ન કરેલું ધન, ઇચ્છિત શાંતિ સાથે સ્વયં ભોગવી શકતો નથી; અને કુટુંબીઓ વગેરે પણ આનંદથી ભોગવી શકતા નથી. કદાચ તેઓ ભોગવે તો તેનું છેવટ અનિષ્ટ ફળ પોતેજ ભોગવનાર થાય છે. જેમ સિંહ હાથીનો શિકાર કરે છે, તે પછી પોતાની સાથે ઘણા કુટુંબી-ઓ-સહચારીઓ એ શિકારનો ઉપયોગ લે છે; પણ હિંસા-પાપનો બોજો સિંહને ઉઠાવવો પડે છે. વળી ધર્મ પણ અર્થ અને કામ વિરૂદ્ધ ન થવો જોઇએ. મતલબ કે ત્રણે પુરૂષાર્થો અરસ્પરસ અવિરૂદ્ધપણે સાધવા જોઇએ. જે અર્થ અને કા-મનો ઉપઘાત કરી અર્થાત્ બેદરકાર બની ધર્મવર્ગનેજ સાધે છે, તેમને સંસાર ત્યાગજ યોગ્ય છે. કારણ એવાઓને સં-સારમાં રહેવું શ્રેયસ્કર નથી. જે ગૃહવાસમાં રહેલા હોય તે-મણે તો ધર્મપૂર્વક અર્થ અને કામની સાધના કરવી એ ક-લ્યાણિક પ્રવૃત્તિ છે. ધર્મ પછી અર્થવર્ગ બીજો કહ્યો તેની મતલબ એ છે કે, જેમ બે દિવાલની વચ્ચે રહેલ દીપક બન્ને બાજુએ પ્રકાશ પાડી શકે છે; તેમ અર્થવર્ગ, ધર્મ અને કામવર્ગને પ્રકાશમાં લાવનાર ઉત્તેજક યા મદદગાર છે અને

કામવર્ગ તેનું ફળ છે. માટે તેને છેલ્લે મૂકવામાં આવેલ છે. પૂર્વોક્ત ત્રણ વર્ગ વિવેક પુરઃસર સાધવા જોઈએ.

બંધુઓ ! અહિં સુધી ત્રણવર્ગ સંબંધે વિવેચન કર્યું. હવે ત્રણ વર્ગના સાધન વિષે કિંચિત્ વક્તવ્ય છે. પૂર્વોક્ત ત્રણ વર્ગને સારી રીતે સંપાદન કરવા પ્રયત્ન સાથે તેનો સદુપયોગ કરવો તે ત્રિવર્ગ–સાધન કહેવાય. તેનું સંક્ષેપતઃ સ્વરૂપ નીચે પ્રમાણે:—

ધર્મવર્ગ–સાધન એટલે ધર્મશાસ્ત્રસમ્મત નીતિ અને શાંતિ સાથેનું સદ્વર્તન.

અર્થવર્ગ–સાધન એટલે ન્યાય અને પ્રમાણિક વૃત્તિ–વડે દ્રવ્ય ઉત્પન્ન કરી તેનો સદ્વ્યય.

કામવર્ગ–સાધન એટલે ઇંદ્રિય સુખની અભિલાષા સહ હાજતોની અનાસક્તિ પૂર્વક પ્રવૃત્તિ.

ત્રિવર્ગ સાધવાના કર્ત્તવ્યો આ પુસ્તકમાં વિવિધ રીતે બતાવ્યા છે તે અથવા તેના જેવાં બીજાં ઉચ્ચ સાધનોનું સેવન કરવું. ગૃહસ્થોને ત્રિવર્ગ પૈકી અર્થવર્ગની વારંવાર ખાસ જરૂર પડે છે. તેમજ ધર્મ અને કામવર્ગને મદદગાર તથા પોષક છે. અર્થ—લક્ષ્મી બે પ્રકારની છે; દૈવી અને આસુરી. દૈવી સંપત્તિ ધર્મવર્ગ અને કામવર્ગને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડે છે. આસુરી સંપતિના ત્રણ પ્રકાર છે. તાદાત્વિક, મુલહર અને કદર્ય.

બંધુઓ ! પુરૂષાર્થત્રય કિંવા તેના સાધન માટે જે જે કહેવામા આવેલું છે, તેનું મનન કરી કૃતિમાં મૂકશો એવી મારી નમ્ર પ્રાર્થના છે.

## અભ્યાસ પાઠ ૩૪ મો.

૧ ધર્મ=સ્વકર્તવ્ય, કર્ત્તવ્ય અથવા ઉચ્ચ જીવન કોટીમાં લઈ જનાર તે.

૨ અર્થ=સાંસારિક, વ્યવહારિક અને ધાર્મિક કાર્યોમાંઅતિ ઉપયોગી દ્રવ્ય સંપત્તિ તે.

૩ કામ=ઈંદ્રિય અને મનને અનુકૂલ યોગ્ય સુખની અભિલાષા તે.

૪ ધર્મવર્ગ મૂળરૂપે, અર્થવર્ગ શાખા રૂપે અને કામવર્ગ પ્રતિ શાખા રૂપે અને સ્વર્ગ અને મોક્ષ ફળ રૂપે છે.

૫ ત્રિવર્ગ પૈકી કોઈપણ વર્ગ પરસ્પર બાધક ન થવા જોઈએ.

(અ) ધર્મને અર્થ તથા કામવર્ગ બાધક ન થવા જોઈએ.

(બ) અર્થને, ધર્મ તથા કામવર્ગ બાધક ન થવા જોઇએ.

(ક) કામને, ધર્મ તથા અર્થવર્ગ બાધક ન થવાં જોઇએ.

૬ ત્રણે વર્ગ સ્વ સ્વ-સ્થાને ઉચિતપણે રહેવા જોઈએ.

૭ ધર્મથી અર્થ અને કામની પ્રાપ્તિ સુલભ રીતે થાય છે.

૮ ત્રણે વર્ગના સદુપયોગથી સંસારસાગર સુખરૂપે તરી શકાય છે.



## કર્ત્તવ્ય ૩૫ મું. અંતરંગ શત્રુ-જય.

સુજ્ઞ ઉદાર વિચારશીલ મહાશયો! ગઈ કાલે 'ત્રિવર્ગ-સાધન' એ વિષય પરત્વે વિવેચન કરવામાં આવેલું. આજ-રોજે છેવટના કર્ત્તવ્ય તરીકે 'અંતરંગ શત્રુ-જય' એ વિષયનું સંભાષણ કરવાનું છે. બંધુઓ ! ત્રિવર્ગનું સાધન કરનાર મનુષ્ય અંતરનાં દુશ્મનનો જય કરી શકે છે. માત્ર જીવાત્મા-ઓનું અંતિમ કર્ત્તવ્ય એજ હોવું જોઈએ કે અંતરંગ વૈરીને જીતનાર જીવ તે શિવ સ્વરૂપ થવા પામે છે. પ્રત્યેક આત્મા પરમાત્મ સ્વરૂપ થવાને લાયક હોઈ શકે છે. અમુકજ ઈશ્વર હોઈ શકે એવો કોઈથી દાવો કરી શકાય તેમ નથી. જો ઈશ્વર કર્તા, હર્તા કિંવા નિયંતા સ્વીકારીએ તો પછી કોઈ પણ જીવા-ત્માને કરવાપણું કંઈ પણ રહેતું નથી. આર્ય મહાપુરૂષો-તીર્થંકરો વગેરે ધર્મપ્રવર્ત્તકો કહે છે કે કેવલ સ્વશક્તિના આશ્રયવડે અંતરંગ શત્રુનો જય કરવા કટીબદ્ધ થવા પામો. અંતરગ અરિઓનો જય કરનાર જીવાત્માને બાહ્ય શત્રુઓ પોતાના પાશવબળથી દબાવી-સ્વાધીન કરી શકતા નથી નથી તે નથીજ. કોઈ પણ શત્રુઓ હમેશાં આક્રમણ કરવાને તલપી રહેલા હોય છે. માટે સદા સ્વાવલંબી બની જાગ્રત દશામાં રહેવાની ખાસ જરૂર છે.

આ દુનિયામાં દરેક પ્રાણી કોઈને કોઈ પ્રકારના શત્રુથી સપડાયેલા હોય છે. શત્રુઓ બાહ્ય અને અંતરંગ (અંદર

રહેનારા) એમ બે પ્રકારના છે. બહારના શત્રુઓ દુનિયાદારીના વિવિધ પ્રસંગોમાં કલહ, કુસંપ અને વિક્ષેપ ઉભા કરી આર્થિક અને પારમાર્થિક સ્થિતિને મહાન્ નુકશાન પહોંચાડે છે; લાજ આબરૂની હાની થાય તેવા પ્રપંચો રચે છે. એટલેથીજ ન અટકતાં શારીરિક સ્થિતિ બગાડવા યત્ન કરે છે. ખુનામરકી જેવી લડાઇઓ–ખાના ખરાબી વગેરે અનિષ્ટ પ્રવૃત્તિ પણ બાહ્ય શત્રુતાને આભારી છે; કોઈ સાથે બાહ્ય શત્રુતા કરવી એ સજ્જનનું લક્ષણ નથી. જેમ બને તેમ સર્વ પ્રાણી સાથે એક ચિત્તવાળા બની અંતઃકરણ નિર્મળ રાખી મૈત્રી જોડવી; અને " आत्मवत् सर्वे भूतेषु " એ ન્યાય મુજબ વિશ્વપ્રેમ પ્રગટાવવો. જેમ જેમ ભ્રાતૃભાવ વૃદ્ધિંગત થવા પામે છે, તેમ તેમ જાતિ, ધર્મ કે દેશનો ઉદય થાય છે. મિત્રતાને લીધેજ ઘણા સમય સુધી સુલેહ–શાંતિ જળવાઇ રહે છે. જ્યાં મિત્રતાનો લોપ થયો છે ત્યાં ત્યાં કલહ–કુસંપનું જોર વધવાથી જબરાં યુદ્ધો થઇ, કરોડો જાનમાલની હાની થવા પામી છે; અને દેશ–નગર તેમજ જંગલો પાયમાલ બની ઉજ્જડ થઈ ગયાં છે–થાય છે. બાહ્ય શત્રુતાને અભાવે આ સંસાર સ્વર્ગરૂપ બને છે. બહારના દુશ્મનો આ જિંદગાનીમાંજ દુઃખ આપી શકે છે, પણ શરીરની અંદર રહેલા દુશ્મનો તો એટલા જોરાવર છે કે અનેક જન્મે થયા છતાં પોતાનું જોર અજમાવી વેર લે છે. અર્થાત્ જન્મ–મરણની આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ ત્રિવિધ તાપ

વડે તપાવી દુઃખ આપે છે. અંતરના અનેક શત્રુઓ ઘણા જોરાવર છે. જેનું યથાર્થ સ્વરૂપ, સામાન્ય મનુષ્યના હૃદયમાં ઉતરવા પામતું નથી; એટલે કે સ્પષ્ટ સમજી શકાતું નથી. પરંતુ સદ્વિદ્યાના પ્રભાવથી-સત્પુરૂષ અથવા સત્શાસ્ત્રના સેવનથી અંદરના અરિનું સ્વરૂપ કંઈક અંશે હૃદયંગમ થવા પામે છે. તે અંતરંગ શત્રુઓમાંથી કેટલાએકના નામ-કામ, ક્રોધ, માન, માયા, લોભ, મદ, મોહ, રાગ, દ્વેષ, અને હર્ષ. તેનું સ્વરૂપ નીચે મુજબ છેઃ—

૧ કામ=વયઃ પરિણત કુમારિકા, સધવા કે વિધવા કોઈ પણ સ્ત્રીને વિષે વિષયવાસનારૂપ જે દુષ્ટ વિચાર તે.

૨ ક્રોધ=પોતાના અને પરના આત્માને દુઃખના નિમિત્તરૂપ જે તામસિક વૃત્તિ તે.

૩ માન=દુરાગ્રહથી સત્પુરૂષોના વચનોનો અસ્વિકાર કરી અસત્ય માર્ગમાં યાહોમ કરાવનાર જે અંતર્વૃત્તિ તે.

૪ માયા=કોઈપ્રકારે પણ વંચના કરવાની જે અભિલાષા તે.

૫ લોભ=સ્વજીવન અથવા દાનાદિ સત્કાર્ય માટે ધનને ખરચવું નહિ. ઉપરાંત નિરંતર ધન વગેરે મેળવવાની જે બળતરા યાને ઝંખનામય વિચાર તે.

૬ મદ=જાતિ, ધન, કુળ, રૂપ, બળ, વિદ્યા અને સત્તા

વગેરેના બળથી અહંકારી બનાવી બીજાનું અપમાન કરાવનાર જે શક્તિ તે.

૭ મોહ=આત્મિક કર્ત્તવ્યનું ભાન ભૂલાવી અવિદ્યાના વમળમા ભટકાવનાર જે વૃત્તિ તે.

૮ રાગ=પૌદ્ગલિક યાને સંસારના માયિક સુખો પ્રતિ જે તીવ્ર અભિલાષા તે.

૯ દ્વેષ=અન્યને કોઇપણ સ્થિતિમાં સુખી જોઇ, તે પ્રત્યે તિરસ્કારવૃત્તિ કરાવનાર જે પરિણામ તે.

૧૦ હર્ષ=કોઇપણ અસત્ય કાર્ય કરનારને ખોટી રીતે ખુશ કરવાની જે વૃત્તિ તે.

એ અંતરંગ શત્રુનો જય કરવો; એ મનુષ્યમાત્રનો ખાસ ધર્મ છે. તેમજ બીજા શત્રુઓ (નિંદાદિક વૃત્તિ) પ્રત્યે આંખમિચામણાં કરી બેદરકાર બનવા જેવું નથી. કારણ તેઓ પણ સ્વશક્તિ અનુસાર, પ્રસંગોપાત અનિષ્ટ દુઃખ આપ્યા વિના રહેતા નથી. "શત્રુ તે શત્રુજ" જેમ સેનાપતિને હરાવવાથી આખું લશ્કર પરાક્રમહીન થઇ જાય છે, તેમ કામ-ક્રોધ આદિ મુખ્ય શત્રુઓને જીતવાથી યાને વશ કરવાથી અંદર રહેલા ઓછા જોરવાળા શત્રુઓ દબાઇ જઇ [illegible]વહીન થઇ જાય છે અને અશક્ત બની કંઇ કષ્ટ આપી [illegible]ા નથી. બાહ્ય અને અંતરંગ શત્રુઓનો જય કરનારજ [illegible]ત્વ પ્રાપ્ત કરી પરમાત્મપદ સંપાદન કરે છે.

બંધુઓ ! અંતરંગ વૈરી જય કરવાને ક્ષત્રિય, બ્રાહ્મણ વૈશ્ય કે શુદ્ર અધિકારી હોઇ શકે છે. કારણકે વર્ણ ચતુષ્ટય એક બીજાના અંગાંગિ ભાવે રહેલ છે. અર્થાત્ એક બીજાના સહાયક તરીકે છે. અમુક વર્ણના અભાવે અમુક વર્ણને ચાલી શકે તેમ નથી. સ્વ સ્વસ્થાને સર્વની યોગ્યતા હોઇ શકે છે. સર્વમાં પરમાત્મ સ્વરૂપે આત્મા બિરાજમાન છે. અંતરના દુશ્મનને જીતનાર એક ચાંડાળ પણ પરમ પૂજ્ય થવા પામેલ છે. તે નીચેના ટુંક દ્દષ્ટાંતથી જાણવામાં આવશે.

હરિકેશી નામે એક ચાંડાળપુત્ર નાની ઉમ્મરનો હતો. તે બચપણથી જ વઢકણો—અટકચાળો હોઇને ઘણા છોકરાને મારતો—દુઃખ દેતો. તેથી તે છોકરાઓ પણ તેનાપર વૈર રાખતા ને મારતા. એક દિવસ ચોમાસાની ઋતુમાં એક પાણીના ખાબોચીઆ પાસે તે ઉભો હતો, તેવામાં કેટલાએક નાના છોકરાઓ ખાબોચિયામાંના અળશીઆંને કાંકરા મારવા લાગ્યા. ત્યારે એ ટોળામાંના કાંઇક મોટી ઉમ્મરના—સામાન્ય સમજણવાળા એક છોકરાએ, બીજા નાના નાના છોકરાઓને કહ્યું કેઃ—“ અરે ! આ નાના અળશીઆંને કાંકરાના ઘા મારો નહિ. કારણ એ નિર્વિષ છે; કોઇને ડંખ તેમજ દુઃખ દેતા નથી. ” છોકરાઓએ તે સાંભળી તેમના કહેણપર વિશ્વાસ રાખી અળશીઆંને ઘા મારવા છોડી દીધા. આ બનાવ જોવા સાથે તે છોકરાના શબ્દો પુનઃ યાદ આવવાથી હરિકેશીના હૃદયમાં વિચાર ઉદ્ભવ્યો કેઃ—“ ચોક્કસ મારામાં કોઇ ગુન્

ભવના હેતરૂપ વિષનું બીજ રહેવા પામેલ છે. જેને લઈને હું ચાંડાલ જાતિમાં જન્મ્યો છું, અને બીજા છોકરાઓને દુઃખ દઉં છું—પજવું છું. જેથી આવી અધમ સ્થિતિ ભોગવું છું." તેમાંથી છુટવા માટે મારે આજથીજ નિર્વિષ બનવું અને અંતરના શત્રુને જીતવા. એમ નિશ્ચય કરી તે મુજબ વર્તન કરવા ઉદ્યુક્ત થયો. છેવટે આંતરિક પ્રબલ પ્રેરણાથી થોડા વખતમાંજ દીક્ષા લઈ, બાહ્ય શત્રુને વશ કરવાથી દેવતાને પણ પૂજનીય થયા અને છેવટે તેણે જીવનમુક્ત દશા પ્રાપ્ત કરી.

બંધુઓ ! એક ચાંડાલ જાતિમાં ઉત્પન્ન થયેલ વ્યક્તિએ મહાન્ શક્તિ પ્રાપ્ત કરી. જે વ્યક્તિની આપણને પણ ભક્તિ કરવી ઉચિત છે. વર્ણવ્યવસ્થા જાતિ પરત્વે નહિ; પરંતુ કાર્ય—કર્મ પરત્વે શાસ્ત્રોમાં કહેવામાં આવેલ છે. માટે અંતરંગ શત્રુને જીતવા પ્રયત્નશીલ થવું એજ નમ્ર પ્રાર્થના છે.

## અભ્યાસ પાઠ ૩૫ મો.

૧ બાહ્ય કે અંતરંગ શત્રુથી બચવા પ્રયત્નશીલ થવું.
૨ શત્રુવટથી આર્થિક, વ્યવહારિક અને માનસિક અડચણો ઉભી થવા પામે છે.

૩ બહારના દુશ્મનોથી અશાંતિ, કલહ, કુસંપ અને દુઃખની વૃદ્ધિ થાય છે.

... સહેલા છે; તેઓ કોણ સમ-
...છે.

૫ બાહ્ય વૈરી કરતાં અંતરનાં વૈરી ઘણા બળવાન્ તેમજ ચિરસ્થાઈ હોઈને, જન્માંતરે પણ વિવિધ દુ:ખમાં સપડાવે છે.

૬ શત્રુપણાની વૃત્તિથી નંદનવન સમાન પૃથ્વી વેરાન ભૂમિ થાય છે.

૭ અંતરંગ શત્રુ જીતવાથી ઉદારતા–મૈત્રી ભાવનાનો આવિર્ભાવ થાય છે.

૮ સર્વ પ્રાણી સાથે ભ્રાતૃભાવ વધારવો એજ મનુષ્યનું ઉચ્ચ જીવન છે.

૯ મૈત્રી ભાવનાથી યાને પ્રેમદૃષ્ટિથી હિંસક પ્રાણીઓ પણ મિત્રતાને ભજે છે.

૧૦. મૈત્રી ભાવનાથી જાતિ, દેશ કે ધર્મનો અભ્યુદય કરી શકાય છે.

૧૧ કામ, ક્રોધ, મોહ અને મદ વગેરે અંતરંગ શત્રુઓ છે.



# અંતિમ બોધ.

આ કર્ત્તવ્ય–કંકણુ નામના પુસ્તકમા રૂપ કર્ત્તવ્ય–વિષયોનું દિગ્દર્શન ( સંક્ષેપથી કથન ) કરવા યત્ન કર્યો છે. વાચકવૃંદ તે વાચી–મનન કરી અને કૃતિમાં મૂકવા કોશીષ કરશે, તો લેખકનો પ્રયાસ કેટલેક અંશે સફળ થયો ગણાશે. તેમજ વાચકવૃંદને પણ લાભદાયી નીવડશેજ. દુનિયામાં સાદી કહેવત છે કે–" હાથમાં કંકણુ અને આરીસાની પૂછા. " અર્થાત્ સ્વ–આકૃતિ નિહાળવા માટે જેમ કંકણુ, આરીસાની ગરજ સારે છે, તેમ મનુષ્યત્વ પ્રાપ્ત કરી આત્મ પ્રતિબિંબ નિહાળવાના સાધનરૂપ વાચકવૃંદના કરતલમાં રહેલું આ ' કર્ત્તવ્ય–કંકણુ ' નામનું પુસ્તક સહાયભૂત થાઓ. યથાર્થ મનુષ્યત્વ પ્રાપ્ત થયા વિના ખરૂં જૈનત્વ અંગીકાર કરી શકાતું નથી. જૈનત્વ એટલે જૈન કુળમાંજ જન્મવું એ નહિ, પણ રાગદ્વેષ આદિ અંતરંગ શત્રુઓને જીતવા સમગ્ર પ્રકારે સ્વ-ઉત્ક્રાંતિ કરવા–મેળવવા જયશીલ થવું તે. જીવવું એ ક્ષુદ્ર કીટકનું લક્ષણ છે; અને સર્વ પ્રકારે જય મેળવવો એજ ખરા જૈનોનું લક્ષણ છે. જૈનપણા માટે એક વિદ્વાન્ જૈનાચાર્ય

---

दो वर्त्तते यस्मिन्, पक्षपातो न विद्यते
पीडनं किंचित्, तच्च जैनत्वमुच्यते ॥१॥

ભાવાર્થ:—કોઈપણ એકજ વસ્તુ (જડ કિંવા ચૈતન્ય પદાર્થ) નું સંપૂર્ણ સ્વરૂપ નિહાળવા માટે અનેક દ્રષ્ટિબિંદુએ તેનો વિચાર કરી. વિવેક પુરઃસર નિર્ણય કરવો તે સ્યાદ્વાદ યાને અનેકાન્તવાદ કહેવાય છે. જેથી કોઈ દર્શન માટે જેને ખોટો દુરાગ્રહ કે જરાપણ પક્ષપાત રહેવા પામતો નથી તે, અને કોઈ પણ પ્રાણીને કોઈપણ પ્રકારે પીડાકારક બનતો નથી અર્થાત્ વિશ્વપ્રેમ ઉત્પન્ન કરાવનાર અને સ્વતંત્રતા અર્પનાર જે શક્તિ યાને ગુણ તેજ જૈનત્વ તેને ધારણ કરનાર વ્યક્તિ તે જૈન. તે માણસ પછી વેદાંતી, વૈષ્ણવ, શૈવ, સાંખ્ય, બૌદ્ધ, જરથોસ્ત, મહોમેદન કે ક્રિશ્ચિયન હો તેમજ કોઈ પણ વર્ણના કે વર્ણાશ્રમના હો; જે હો તે હો. પરંતુ ઉપરોક્ત ગુણ ધારણ કરી વિશ્વપ્રેમ અને સ્વતંત્રતા સ્વીકારી સ્વદેશ, દેશ કે ધર્મના ઉદ્ધારક બનવા શક્તિમાન્ થાઓ એજ લેખકની અંતિમ ભાવના છે.



## આશીષ.

(સાખી)

વરસો આનંદની [illegible]
રેલજો સુખડાંની [illegible]
ધર્મમાં પ્રીતિ [illegible]
સુખ સંપ શાંતિ [illegible]

સંત સમાગમ સેવજો સ્નેહે, શુદ્ધ ભાવને નિર્મળ નેહે;
સાચા પ્રભુ વસે છે એ દેહે, સહુના ઉર આંગણુમાં—વરસો. ૩
ભરમ તજી શોધી મર્મને લેજો, નિડર બનીને રંગમાં રેજો;
સાચા સુખડાનો લાવો લેજો, સહુના ઉર આંગણુમાં—વરસો. ૪
ભાવ ધરીને ભક્તિ કરજો, ધ્યાન પ્રભુનું હેતથી ધરજો,
તન મનના મનોરથ ફળજો, સહુના ઉર આંગણુમાં—વરસો. ૫
અનાથના નાથે હાથ ધર્યો છે, વિશ્રામ ધામ અંતર ભર્યો છે,
કલ્યાણ એજ નિશ્ચય કર્યો છે, સહુના ઉર આંગણુમાં-વરસો. ૬

(વિનયકાન્ત)

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## અભિપ્રાય

—ગોંડળથી મુનિશ્રી જયચંદ્રજી સ્વામી જણાવે છે કે-આપના તરફથી "કર્ત્તવ્યકંકણુ" ની બુક મળી છે, તે સાદ્યંત વાંચી મનન કરતાં ઘણીજ ઉત્તમ, બોધદાયક અને કર્ત્તવ્યકંકણુ રૂપ બની શકે તેવીજ છે.

—કલકત્તાથી શ્રીયુત લાલચંદ કાલીદાસ મેઘાણી (ઉપયોગી વસ્તુ ભંડારના પ્રોપ્રાઈટર) પોતાના તા. ૫-૧૦-૧૯ ના પત્રમાં જણાવે છે કે-"કર્ત્તવ્યકંકણુ" ની બુક મળી છે. તે સાદ્યંત વાંચી ગયો છું, ઠીક છે, આવું આવું થવાથી-થતું રહેવાથી સાચું જૈનીઝમ કોઈક વખત ઝળકી ઉઠશેજ.

—અમદાવાદથી શ્રીયુત રમણભાઈ મહીપતરામ નીલકંઠ પોતાના તા. ૨૫-૧૧-૨૨ ના પત્રમાં જણાવે છે કે-આપના તરફથી "કર્ત્તવ્યકંકણુ" નામની બુક મળી તે માટે આપનો ઉપકાર માનું છું. એ પુસ્તકમાંની દરેક શીખામણો વાંચવા લાયક અને બોધદાયક છે. પુસ્તકમાંની વાર્તાઓ સુધારીને ફરી લખાય તો વધારે ઉપયોગી થાય.

—વડોદરાથી એ. કે. ત્રીવેદી લખે છે કે, આપે "કર્ત્તવ્યકંકણુ" નામની બુક મોકલી તે માટે આપનો આભારી છું અને તે વાંચવામાં હું ઘણોજ રસ લઈશ.

આ શિવાય અંકુશ માસિક, રા. નલિનીકાંત વિગેરેના પણ ઘણા સારા અભિપ્રાયો મળ્યા છે.



મન સમાગમે સેવિજે સ્નેહે, શુદ્ધ ભાવને નિર્મળ નેહે,
સાચા પ્રભુ વસે છે એ દેહે, સહુના ઉર આંગણુમાં—વરસો. ૩
ભરમ તજી શોધી મર્મ ને લેજો, નિડર બનીને રંગમાં રેજો,
આત્મ સુખડાનો લાવો લેજો, સહુના ઉર આંગણુમાં—વરસો. ૪
ભાવ ધરીને ભક્તિ કરજો, ધ્યાન પ્રભુનું હેતથી ધરજો;
તન મનના મનોરથ ફળજો સહુના ઉર આંગણુમાં—વરસો. ૫
અનાથના નાથે હાથ ધર્યો છે, વિશ્વાસ શ્વાસ અંતર ભર્યો છે,
કૃપા,જ એજ નિશ્ચય કર્યો છે સહુના ઉર આંગણુમાં—વરસો. ૬

( વિનયકાન્ત )

ॐ शांतिः शांतिः शांतिः



સત સમાગમે સરજો સ્નેહ, શુદ્ધ ભાવને નિર્મળ નેહ,
સાચા પ્રભુ વસે છે એ દેહે, સહુના ઉર આંગણુમાં—વરસો. ૩
ભરમ તજી શોધી મર્મને લેજો, નિડર બનીને રંગમાં રેજો:
સાચા સુખડાનો લ્હાવો લેજો, સહુના ઉર આંગણુમાં—વરસો. ૪
ભાવ ધરીને ભક્તિ કરજો, ધ્યાન પ્રભુનું હેતથી ધરજો,
તન મનના મનોરથ ફળજો સહુના ઉર આંગણુમાં—વરસો. ૫
અનાથના નાથે હાથ ધર્યો છે, વિશ્વાસ શ્વાસ અંતર ભર્યો છે:
કલ્યાણ એજ નિશ્ચય કર્યો છે સહુના ઉર આંગણુમાં—વરસો. ૬

(વિનયકાન્ત)

ॐ शांतिः शांतिः शांतिः



# અભિ

—ગોંડળથી મુનિશ્રી જયચંદજી સ્વામી જણાવે છે કે-આપના તરફથી " કર્ત્તવ્યકંકણ " ની બુક મળી છે, તે સાદ્યંત વાંચી મનન કરતાં ઘણીજ ઉત્તમ, બોધદાયક અને કર્ત્તવ્યકંકણ રૂપ બની શકે તેવીજ છે.

—કલકત્તાથી શ્રીયુત લાલચંદ કાલીદાસ મેઘાણી ( ઉપયોગી વસ્તુ ભંડારના પ્રોપ્રાઇટર ) પોતાના તા. ૫-૧૦-૧૯ ના પત્રમાં જણાવે છે કે-" કર્ત્તવ્યકંકણ " ની બુક મળી છે. તે સાદ્યંત વાંચી ગયો છું, ઠીક છે, આવું આવું થવાથી-થતું રહેવાથી સાચું જૈનીઝમ કોઈક વખત ઝળકી ઉઠશેજ.

—અમદાવાદથી શ્રીયુત રમણભાઈ મહીપતરામ નીલકંઠ પોતાના તા. ૨૫-૧૧-૨૨ ના પત્રમાં જણાવે છે કે—આપના તરફથી " કર્ત્તવ્યકંકણ " નામની બુક મળી તે માટે આપનો ઉપકાર માનું છું. એ પુસ્તકમાંની દરેક શીખામણો વાંચવા લાયક અને બોધદાયક છે. પુસ્તકમાંની વાર્ત્તાઓ સુધારીને ફરી લખાય તો વધારે ઉપયોગી થાય.

—વડોદરાથી એ. કે. ત્રીવેદી લખે છે કે, આપે " કર્ત્તવ્યકંકણ " નામની બુક મોકલી તે માટે આપનો આભારી છું અને તે વાંચવામાં હું ઘણોજ રસ લઈશ.

આ શિવાય અંકુશ માસિક, રા. નલિનીકાંત વિગેરેના પણ ઘણા સારા અભિપ્રાયો મળ્યા છે.



સંત સમાગમે સેવજો સ્નેહે શુદ્ધ ભાવને નિર્મળ નેહે,
સાચા પ્રભુ વસે છે એ દેહે, સહુના ઉર આંગણુમાં—વરસો. ૩

ભરમ તજી શોધી મર્મને લેજો, નિકટ બનીને રંગમાં રેજો,
સાચા સુખડાનો લાવો લેજો, સહુના ઉર આંગણુમાં—વરસો. ૪

ભાવ ધરીને ભક્તિ કરજો, ધ્યાન પ્રભુનું હેતથી ધરજો,
તન મનના મનોરથ ફળજો, સહુના ઉર આંગણમાં—વરસો. ૫

અનાથના નાથે હાથ ધર્યો છે. વિશ્રામ શ્વાસ અંતર ભર્યો છે
કલ્યાણ એજ નિશ્ચય કર્યો છે સહુના ઉર આંગણુમાં—વરસો. ૬

(વિનયકાન્ત)

ॐ शांतिः शांतिः शांतिः



# અભિપ્રાય

—ગોંડળથી મુનિશ્રી જયચંદ્રજી સ્વામી જણાવે છે કે-આપના તર-
ફથી "કર્ત્તવ્યકંકણ" ની બુક મળી છે, તે સાદ્યંત વાંચી મનન કરતાં
ઘણીજ ઉત્તમ, બોધદાયક અને કર્ત્તવ્યકંકણ રૂપ બની શકે તેવીજ છે.

—કલકત્તાથી શ્રીયુત લાલચંદ કાલીદાસ મેઘાણી (ઉપયોગી વસ્તુ
ભંડારના પ્રોપ્રાઈટર) પોતાના તા. ૫-૧૦-૧૯ ના પત્રમાં જણાવે છે
કે-"કર્ત્તવ્યકંકણ" ની બુક મળી છે. તે સાદ્યંત વાંચી ગયો છું, ઠીક
છે, આવું આવું થવાથી-થતું રહેવાથી સાચું જૈનીઝમ કોઈક વખત
ઝળકી ઉઠશેજ.

—અમદાવાદથી શ્રીયુત રમણભાઈ મહીપતરામ નીલકંઠ પોતાના
તા. ૨૫-૧૧-૨૨ ના પત્રમાં જણાવે છે કે-આપના તરફથી "કર્ત્તવ્ય-
કંકણ" નામની બુક મળી તે માટે આપનો ઉપકાર માનું છું. એ પુસ્ત-
કમાંની દરેક શીખામણો વાંચવા લાયક અને બોધદાયક છે. પુસ્તકમાંની
વાર્તાઓ સુધારીને ફરી લખાય તો વધારે ઉપયોગી થાય.

—વડોદરાથી એ. કે. ત્રીવેદી લખે છે કે, આપે "કર્ત્તવ્યકંકણ"
નામની બુક મોકલી તે માટે આપનો આભારી છુ અને તે વાંચવામાં હું
ઘણોજ રસ લઈશ.

આ શિવાય અંકુશ માસિક, રા. નલિનીકાંત વિગેરેના પણ ઘણા
સારા અભિપ્રાયો મળ્યા છે.

